ॐ

श्री रविगुरु रचीत

# सिद्धांतप्रकाश सटीक

तथा

# अनुभवी पद विगरे स्तुतिओ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
श्री रवीभाण संप्रदाय वर्धक
महंत श्री राघवप्रसादजी श्री राधिकादासजी.

---

સંવત ૧૯૬૦ પૈ.પ.

# સૂચના પત્ર.

શ્રી સદ્ગુરૂ બાપુ સાહેબ કે જેઓએ ગુજરાત પ્રાંતમાં વડોદરા શહેર પાસે શ્રી શેરખી ગામમાં સ્વહસ્તે સ્થાન કરી બી-રાજમાન થઈ અનેક સંસારી જીવોને કૃતાર્થ કર્યા. તેમના પરમ પ્રતાપી શિષ્ય શ્રી હરિરામ સ્વામી તેજ મુજબ ગાદી શ્રી શેરખી બીરા-જમાન થઈ સાંગોપાંગ શ્રી હિન્દુ ધર્મ સંશો-ધી કેટલાએક ઉપકારી ગ્રંથ કર્યા. જેવા કે

મહા સમર્થ શ્રી ખેમ સાહેબ તથા ગંગ સાહેબ જેઓને કચ્છ વાગડ દેશ ચેતાવવા શાહપર નામે ગામમાં સ્થાન કરવા આજ્ઞા કરી: તેમજ શ્રી રવીગુરૂના ત્રીજા શિષ્ય શ્રી: લાલસ્વામીએ શ્રી ગુરૂ આજ્ઞાથી પાટણ શહેરમાં વશી કેટલાક જીવોનો ઉદ્ધાર કર્યો.

શ્રી રવિગુરૂના ચોથા શિષ્ય શ્રી રામ સ્વામીને પોતાની શેરખીવાળી જાગ્રીએ બિ-રાજમાન કર્યા.

શ્રી રવિગુરૂના પાંચમા શિષ્ય શ્રી મોરાર

સ્વામી મહા સમર્થ થયા, તેમણે શ્રી ગુરૂ આજ્ઞાનુસારે હાલાર દેશમાં ખંભાળીયા ગામમાં બીરાજી અનેક જીવોને કૃતાર્થ કર્યા.

એવા બીજા કેટલાએક સમર્થ શિષ્યો સંસાર સમુદ્રથી તારવા સાક્ષાત્ નાવ રૂપજ થયા. એવા પરમ કૃપાળુ શ્રી રવિરામ સ્વામી મુખ્ય ધામ શ્રી સેરખી ગાદીયે બીરાજમાન થઈ અનેક પદ કિર્તન રૂપે વાણી રચના કરી જેને આ સમયમાં દેશો દેશના હરીજનો ગાન કર્યા કરે છે. તેમજ મુમુક્ષુ જ-

નોને સારૂ કેટલાએક ગ્રંથો હિંદી ભાષામાં તેમજ ગુજરાતી ભાષામાં રચ્યા છે. તે મધ્યેથી આ સિદ્ધાંત પ્રકાશ જેમાં કર્મ ઉ-પાસના (ભક્તિ) અને જ્ઞાન સંક્ષેપમાં ગુરૂ દ્વારાએ વિચારવાથી અધિકારી જનો તત્કા-ળે બોધને પામે છે. પરંતુ આ ગ્રંથની ટી-કા નહી હોવાથી કેટલાક સામાન્ય બુદ્ધિ-વાળાને યથાર્થ રીતે સમજી શકાતો નથી એમ જણાએ અધિકારી જનોની પ્રાર્થના વડે શિષ્ય વર્ગાએ જે વખતે શ્રી ગુરૂ

સ્વામી રાધીકાદાસજી ગુરૂને શ્રી રવિ-
ભાણુ સંપ્રદાઇ શુકદેવ સ્વરૂપ પરમહંસજી
તથા શ્રી જાનકીદાસ સ્વામીએ બેઉએ મ-
ળી શ્રી સેરખીથી મેલ ૧ શ્રી ભાણુસાગર
નામે મુકામે નિવૃતીથી બીરાજમાન જાણી
પ્રસન્નતા જોઇ વિનય પૂર્વક પ્રાર્થના કરીકે
કૃપાનાથ આ સિદ્ધાંત પ્રકાશની ટીકા કર-
વા ઘણા ભગવતી જનોની પ્રાર્થના છે. મા-
ટે આપ દયાસાગર સ્વિકારવા યોગ્ય છો.

તે પ્રાર્થનાનુસારે શ્રી પરમહંસજીની સંમતીથી શ્રી ગુરૂ મહારાજે "સુબોધની" નામે ટીકાનો ગ્રંથ રચ્યો. તેમાં હરેક વખતે શ્રી પરમહંસજીની સંમતીથી પ્રમાણો વગેરે લખ્યાં છે.

એ ગ્રંથ ઇતી શ્રી થયા બાદ શ્રી ગુરૂ હરીદ્વાર નીવાસ કરવા પધારતી વખતે શ્રી અમદાવાદ બીરાજ્યા તે સમય શ્રી કચ્છ દેશ નિવાસી [illegible] પંડિત વર્ય શ્રી પિતાંબરજી પુરૂષોતમજી શ્રી અમદાવાદ પધાર્યા તેઓને આ ગ્રંથ બતાવ્યો તો તેઓ અથથી ઇતી

સુધી વાંચી સંતોષ પામ્યા. વિશેષ પ્રશંસા લખતા નથી.

લી. આચાર્ય સ્વામી

શ્રી રાધિકાદાસજી શ્રી રેવાદાસજી

ચરણકમલ મકરંદ મધુપ મહંત

કેશવપ્રસાદ શ્રી અમદાવાદ ગાદીવા-

ળાના જય શ્રી રામ.

શ્રી૨.

# શેઠ કેશવજી વિરજી મુંબાઇવાળાને પ્રસાદી પત્ર.

આપ શ્રી હરી ગુરૂ સંતની ઉપાસના પ્રેમ ભકિત પૂર્વક કરોછો તેમજ સંસારી કાર્યો સત્યતાથી કરી આ વિકરાળ કળિકાળમાં હેવી સંપત્તિ ધારણ કરી રહ્યા છો. એ. અદ્દભૂત પુરૂષાર્થ આપનો જોઈ અમારા શ્રી ગુરૂ મહારાજ જેઓએ આચાર્યત્વની બાવત પ્રવૃતીથી ઉપરામ થયા છતાં આપની અપૂર્વ સુશિલતાથી કૃપાવંત થએલા

શ્રી ગુરૂજી શ્રીહરીદ્વાર નિવાસ કરવા પધારતી વખતે મને આજ્ઞા કરીકે આ મુમુક્ષુજન હિત કારક સિદ્ધાંત પ્રકાશગ્રંથ કેશવજી ભાઈને પ્રસાદી તરીકે અર્પણ કરવો. તે આજ્ઞાનુસારે આ મોક્ષદાઈ ગ્રંથ આપ સદ્દગુણીને પ્રસાદીરૂપે અર્પણ કરૂછું તે પ્રેમ પૂર્વક સ્વિકારશો.

લી. શ્રી રવીભાણ સંપ્રદાય આચાર્ય
સ્વામી શ્રી રાધિકાદાસજી શ્રી રેવાદાસજી
ચરણકમળ મકરંદ મધુપ મહંત શ્રી
ધવપ્રસાદ શ્રી સેરખી ગાદીવાળાના
જે શ્રી રામ વાંચજો

# અથ શ્રી સટીક સિદ્ધાંત પ્રકાશ પ્રારંભઃ

શ્રી ગણેશાયનમઃ શ્રી ગુરૂચરણ કમલેભ્યો નમઃ—ટીકાકારનું મંગલાચરણ—સાખી. જે સુખરૂપ સ્વરૂપનું, નીત્ય ધરે મુનિ ધ્યાન, તે સઘળે સુભર ભર્યો, ભાખે વેદપુરાણ ।। ૧ ।। શ્રીશ ઈશ ગણ નાયક, દિનકર શક્તિ સાર; સર્વ દેવમય સદગુરૂ, વંદુ વારંવાર ।।૨।। ઈષ્ટદેવ રવિરામ ગુરૂ, શરણાંગત સુખરૂપ, મનવાંચ્છિત ફલ પામવા, સેવુ ચરણ અનુપ ।।૩।। શ્રી રવિગુરૂએ પ્રેમથી, રચ્યો સિદ્ધાંત પ્રકાશ; તે ગ્રંથ વિસ્તારવા, રાખુ ગુરૂ પદ આશ ।। ૪ ।। શ્રીર-

વિગુરૂએ અધીકારી ભક્તજનો ઉપર દયાકરી-
સિ૦ ને સુગમ રીતિથી સમજાવા માટે વેદના ર- પ્ર૦
૧ હસ્યને જાણવાસારૂ સિદ્ધાંત પ્રકાશ નામે ગ્રં-
થ રચ્યો છે તેની ટીકા, હું, હરીગુરૂ સંતની
કૃપાથી યથામતિ કરૂછું. તે ગ્રંથના આરંભ-
માં શ્રેષ્ટાચાર રીતિથી અનુબંધ નિચે પ્રમાણે
લખુછું. અધીકારી, વિષય,સબંધ, પ્રયોજન, એ
ચારે અનુબંધ જે ગ્રંથના જાણ્યા હોય તે
ગ્રંથના શ્રવણ મનન રૂપ વિચાર કરવામાં
અધીકારી જનોની રૂચિ પૂર્વક પ્રવૃતિ થાય છે.
એટલા માટે આ સિદ્ધાંત પ્રકાશની ટીકામાં
સંક્ષેપથી અનુબંધ જણાવ્યા છે. આ સિદ્ધાં- ૧

ત પ્રકાશમાં વિવેકાદિ ચાર સાધન પૂર્વક નિ-
ર્મલ સ્થિર ચિત્તવાળો શ્રી હરિગુરૂ સંતની
ભક્તિ સંયુક્ત પુરૂષ અધિકારી છે. નિષ્કામ
કર્મ ઉપાસના સહિત જીવ ઈશ્વરના લક્ષ્ય
સ્વરૂપનો એકત્વ નિશ્ચય આ ગ્રંથનો વિષયછે,
જડરૂપ વાચ્ય ભાગ તથા ચેતન રૂપ લક્ષ્ય
ભાગ વિવેચન રૂપ જે વિચાર તે કર્ત-
વ્ય છે. અધિકારિ તે વિચારના કર્તા છે, એ
કર્તૃકર્તવ્ય ભાવરૂપ સબંધ છે, ભક્તિ પૂર્વક
તત્વજ્ઞાનવડેઅવિદ્યા સહિત જન્મમરણ આદિ
અનર્થની નિવૃતિ તથા ભગવતના વાસ્તવિક સ્વ
રૂપ પરમાનંદની પ્રાપ્તિ રૂપ આ ગ્રંથનું પ્રયો-

સિ૦ જન છે, मूल; साखी–श्रीसत्गुरुने चरणे नामि, પ્ર૦
૨ राखि रामपद आश; रविदास वर्णन करे, श्रुति
सिद्धांत प्रकाश ॥ १ ॥ શ્રી રવિરામ સ્વામિ
કેહે છે કે શ્રી એટલે બ્રહ્મવિદ્યા રૂપિ શોભા
સંયુક્ત, સદગુરૂ એટલે સદ્બોધ આપનાર
તેમાં પ્રમાણ મણીરત્નમાળાનું, कोवा गुरुर्योहि
हितोपदेष्टा, એવા હિતઉપદેશ કરનાર જે
સદ્ગુરૂ તેમના ચરણારવિંદને નમી, રામ
એટલે યોગીજનો જેમાં નિરંતર રમેછે તે
રામ અથવા યોગિયોના હ્રદામાં અખંડ ર-
મિ રહ્યા છે એવા જે પોતાના ઇષ્ટદેવ જેશ્રી ૨

દાસરથીરામ તેમના પદ જે ચરણકમલ તેને નમસ્કાર કરી શ્રી રવિરામ સ્વામીએ સિદ્ધાંત પ્રકાશ એટલે વેદનું જે રહસ્ય તેને સ્પષ્ટ કરી વર્ણન કરતા હુવા ।। ૧ ।। मूल; वेद तणो जे भेद छे, लहे न गुरु बिन कोय; रविदास निश्चे कहे, गुरुथाकि गम होय ।।२।। ટીકા–વેદનો ભેદ કહેતાં જે રહસ્ય (અંતર અભીપ્રાય) છે તેને ગુરૂવિના કોઈ પામિ શકેજ નહી એમ શ્રી રવિરામ સ્વામી કેહેછે કે ગુરૂથીજ સમજાય. ૨।। मूल, रविवेदना भेदमां, जे समजे ते संत; बिजि वात प्रपंचमां, भूले नहि गुणवंत ।। ३ ।।

ટીકા–શ્રી રવિરામ સ્વામી કેહેછે કે વેદનારહુસ્યમાં જે સમજે તેજ સાધુ જાણવો ને તે સમજ્યાવિના બીજી વેહેવારિક ખટપટ પ્રપંચમાં જે પ્રવૃતિ કરે તેને ભુલ્યોજ જાણવો અને ગુણવંત એટલે. શુભગુણ ધારે–અશુભ ટાલે–તેજ "સાધુગુણવંત. મિથ્યા પ્રપંચમાં ભુલે નહિ ॥ ૩ ॥ मूल; वेद सार समज्या विना, मूरख ताणे मत;शब्द्रार्थ समजे नहि, तलहेनगुरु गमगत ॥४॥ ટીકા શ્રી રવિરામ સ્વામી કેહેછે કે વેદનું શું રહુસ્ય છે–તે જાણ્યા વિના અલ્પ બુદ્ધિથી પોતાનો મત તાણે છે ને શબ્દનો અં-

તર અભિપ્રાય સમજયાવિના શ્રી ગુરૂની ગતિને તથા ગુરૂગમ કેહેતાં ગુરૂનુ સિદ્ધાંત તે કેમ કરિને જાણે ન જાણે, તેમાં પ્રમાણ-
आचार्यवान्पुरुषो वेदेतिश्रुतिः તેનો અર્થ-ગુરૂને વિષે ભક્તિવાળા પરમાત્માને જાણેછે. ॥૪॥

**मुल; रविदास सतगुरु विना, वेद सदा दुखरूप;**
**साचा सतगुरु जो मिले, तो पामे तत्वअनूप॥५॥**

ટીકા—શ્રી રવિગુરૂ કેહે છે કે વેદ આ ભરતખંડના સર્વે ધર્મોનું મૂખ્ય તત્વરૂપ છે અને સંસાર સાગરને તરવાનું નાવ છે તે સર્વેનો-મૂલરૂપ આધાર છે. પણ જો ગુરૂ મુખેથી પ્રાપ્ત થાય તો પૂર્ણ સુખરૂપ છે, ને ગુરૂવિના માત્ર

સિ૦ દુઃખજ આપનાર છે. દ્રષ્ટાંત–જેમ સમુદ્રનું
જલ ક્ષાર છે, પણ વાદલદ્વારા આવે તો અમૃત પ્ર૦
૪ રૂપ થાય છે. તે વિના ગમે તો સોના, ચાંદી,
તાંબા, મૃતિકા વિગેરે ગમે તેવા પાત્રમાં ગ્ર-
હણ કરિયે પણ ક્ષારપણું જાયજ નહિ. તેમ
વેદ ગમે તેવી રીતે આત્મજ્ઞાની વિના ગમે
તેની પાસેથી ભણીયે તથા સાંભળીયે તોપણ
ઉલટો દુઃખરૂપ થઇ પડે–કેમકે ભેદવાદી
વિગેરેની બુદ્ધી પહોચે નહિ. પછી જેમ
તેમ ખેંચીને પોતાના મન ગમતો અર્થ
કરિ પોતે ભૂલેલા અને બીજાને પણ ભૂલા-
વે છે, ને તેથી ચોરાશીરૂપ દુઃખને પામે છે ૪

ને પમાડે છે. માટે બ્રહ્મવિદ્--બ્રહ્મને જાણનારા-ને બ્રહ્મ શ્રોત્રીય—વેદાર્થ જાણનારા-ગુરૂદ્વારા-વેદ ભણે અથવા શ્રવણ કરે તોજ સુખરૂપ થાય, એટલે પરમપદને પ્રાપ્તિ કરે, એટલા માટે શ્રી રવિરામ સ્વામીએ સાચા સત્ગુરૂ કહ્યા તેથીજ પરમતત્વ કેહેતાં મોક્ષપદ ઉ-પમા રહિત પામે એમ કહ્યું છે. ॥ ૫ ॥

**मूल; रवि प्रथम वेदेकह्यु, कर्मकांड बलवानः तीर्थ व्रत स्नानसुभ, करे यागतपदान ॥६॥** ટીકા—શ્રી રવિરામ સ્વામિ કેહે છે કે અલ્પ બુદ્ધિવાન પુરૂષ પૂર્વ ઉત્તર વિચાર કરયા વિના જેમ તેમ સમજી લે છે. પણ વેદમાં શું છે તે ગુરૂદ્વારા

સિ૦ વિચાર કરે તોજ સમજાય. વેદમાં પ્રથમ ક- પ્ર૦
ર્મકાંડ છે, બલવાન એટલે અંતઃકરણનાં પાપને
૫ હુરવામાં સમર્થ છે. જેવાંકે નિત્ય નૈમિત્તિ-
કાદિ ને તીર્થ રામેશ્વર, બદ્રિનાથ, ગંગાદિ-
કમાં શ્રદ્ધા પૂર્વક, સ્નાન, દાન તથા દર્શન
કરી સાધુ, બ્રાહ્મણ, ગુરૂ વિગેરેને પૂજવા ને
ચાંદ્રાયણાદિક, જન્માષ્ટમી, શિવરાત્રી, રામ-
નવમી વિગેરે વ્રત યાગ એટલે વૈદીક અથ-
વા પૌરાણીક યજ્ઞકથા અધિકાર પ્રમાણે ક
રવા. વિષ્ણુયાગાદિકને તપ એટલે મન તથા
ઇંદ્રિયોને એકાગ્ર કરવી. તે અંતર તપને બ-
હિરતપ, શાસ્ત્રાનુસાર સ્વધર્મનું અનુષ્ટાના- ૫

દિ દાનનું પાત્ર જોઇને દાન આપવું. તેમાં પ્રમાણ, મણી રત્નમાલામાં કહ્યું છે કે- **दानंपरंकिंचसुपात्रदत्तं**-અને દરવાજે અતિથિ, અભ્યાગત જે આવે તેને ગ્રહસ્થ લોકોએ આપણા સ્વધર્મનો વિચાર કરી યથા શક્તિ અન્ન આપવું. તેમાં વર્ણાશ્રમનો વિચાર ન કરવો. કહ્યું છે કે-**नपृच्छेगोत्र चरणेस्त्राध्यायं-चवृत्तानिच । हृदयेकल्पयेदस्मिन् सर्वदेवगयो-हिसः ॥** અર્થ-અતિથિ વિગેરે ગ્રહસ્થને દરવાજે આવે તેને ગોત્રઆદિ લઈ આચરણ તથા વેદનું અધ્યયન, વ્રતાદિને ન પુછે અને હૃદયને વિષે તે અભ્યાગતને હરિરૂપ છે એમ

સિ૦ જાણીને યથા શક્તિ તેમનો અન્ન જલથી પ્ર૦
સત્કાર કરવો તેમજ કહ્યું છે કે—चौरोवाय
६ द्विचंडालः शत्रुर्वापितृघातकः वैश्वदेवेतुसंप्रा-
प्तसोऽतिथिः सर्वसंगमः॥કેમકે જો નિરાસ
જાય તો ગ્રહસ્થના સમગ્ર પુણ્યને લેઇને તેને
બદલે પાપ આપી જાય માટે સત્કાર કરવો.
॥ ६ ॥ मुल; बीजो कांड उपासना, करे धरी
मन प्रेम;रामकृष्ण अवतारने, सेवे सहित सुनेम.
ટીકા—અને બીજો વેદમાં ઉપાસના કાંડ છે—
તે પ્રથમ નિષ્કામ કર્મો કરી પછી ઉપાસનામાં
પ્રવેશ કરે—મનમાં પ્રેમ લાવી શ્રીરામકૃષ્ણના ६

જે અવતાર તેમના ચરિત્રનું ચિંતવન શ્રવણ કીર્તન કરે અને મૂર્તિનું પૂજન વિધિપૂર્વક કરે. કેટલાક નાસ્તિકનું કહેવું છે કે વેદમાં મૂર્તિ પુજન નથી, તેનું કહેવું વેદને જાણ્યા વિના-જ છે. વેદમાં મૂર્તિ મંડન વિષે વાક્ય છે—

**यजुर्वेद काण्वशाखा-तृतीयकांडे-चतुर्थाध्याय-चोतरीसमीऋक्. सुरूपांप्रतिमांविष्णोः प्रसन्नवदनेक्षणां—तांअर्चयेत् -तांप्रणयेत्—तांयजेत्-तांविचिंतयेत्**—અર્થ વિષ્ણુ ભગવાનની પ્રતિમા સુંદર રૂપવાળી ને પ્રસન્ન મુખ નેત્રવાળી એવી પ્રતિમાને પૂજે તથા તેને નમસ્કાર

કરે-તેમ સેવન કરે-ને નિર્મલ અંતઃકરણમા તેનું ધ્યાન કરે-સુનેમ કેહેતાં ઉત્તમ નેમથી ઉપાસના કરી સાક્ષાત નારાયણ રૂપથીજ પૂજન વિધિવત્ તદરૂપ થઈને કરે તોજ ફલદાતા છે. મનમાં કપટ તથા પાષાણ ધાતુ વિગેરે બુદ્ધિનો ત્યાગ કરી વેદ મંત્રનો જેને અધિકાર ન હોય તેને પુરાણમંત્રથી તથા નારદ પંચરાત્રની રીતિથી પૂજન વિધિ પૂર્વક કરો॥૭॥

**मूल; ज्ञानकांड त्रिजो सरस, मोक्ष पामवा काज;**
**जाणे ब्रह्मस्वरूपने, करी अविद्यावाज ॥८॥**

ટીકા-એવી રીતે કર્મ ઉપાસના દ્રઢ કરી ત્રિજો કાંડ જે જ્ઞાન તે સરસ કેહેતાં કર્મ ઉપાસના

રૂપી રસ સહિત એટલે વાચક જ્ઞાનીપણું ન-
હિ, જેને શુષ્કજ્ઞાની કહે છે તે નહિ માટે
કર્મ ઉપાસનાથી વૃદ્ધિ પામેલું રસ સહિત
એવું જે શુદ્ધ જ્ઞાન તેને બ્રહ્મનિષ્ઠ; બ્રહ્મશ્રો-
ત્રિયગુરૂદ્વારા પામી અવિદ્યાનો નાશ કરી બ્ર-
હ્મ સ્વરૂપ યથાર્થ થઇ અવિદ્યા બાજ કરે એ-
ટલે અવિદ્યા ત્યાગ કરે, તેમાં પ્રમાણ ગી-
તામાં કહ્યું છે કે-तद्विद्धि प्रणिपातेन परिप्र-
श्नेनसेवयाउपदेक्ष्यंतितेज्ञानंज्ञानिनस्तत्वदर्शिन।
અર્થ ઉપર કહ્યો છે ॥ ૮ ॥ मूल; एवीरीते
वेदमां, भाग कर्या निरधार; मतवादी समजे

સિ૦ नहि, मूरख मूढ गमार ॥९॥ટીકા. કહી આવ્યા પ્ર૦
૮ એ રીતે વેદમાં જે વ્યવસ્થા છે, તે જાણ્યા વિના
તુચ્છ બુદ્ધિવાળા જે મૂરખ મૂઢને ગમાર અ-
ભીપ્રાય સમજ્યા વિના વંચક ગુરૂના કેહે-
વાથી અંધ ગોલાંગુલન્યાય પ્રમાણે દુખને-
જ પામે છે અંધ ગોલાંગુલન્યાય એટલે—
જેમ કોઇ એક ધનવાન પુરૂષનો આભુષણ
સહિત બાલક હતો, તે બાલકને રાત્રીમાં દુ
ષ્ટ ચોર લોકો ઉપાડીને વનમાં લઇ ગયા ને
તેનાં ઘરેણાં લેઇ લીધાં ને તેનાં નેત્ર ફોડીને
વનમાં મુકી ગયા. તે રૂદન કરતા બાલ-
કને જોઇને કોઈ ઠગ પુરૂષે તે બાલકને કહ્યું ૮

કે આ મહોન્મત્ત સાંઢનું પૂછડું પકડે તો તે
સાંઢ તુને તારા ઘરમાં લઈ જાશે. પછી તે
મૂઢ બાલકે તેનું પુંછડું પકડયું તેથી મ-
હા દુઃખ તથા મૃત્યુને પામ્યો. તેમ અ-
ણસમજુ પુરૂષો વંચક ગુરૂઓના મીથ્યા ઉ-
પદેશથી માહા દુઃખને પામે છે ॥૯॥ મૂલ; जने
जे अधिकारछे तेने तेवो बोध; श्रीसत्गुरुसमाजि
करे, हरे अविद्या शोघा१०॥ટીકા, શ્રી રવિરામ
સ્વામી કેહે છે કે શ્રી સત્ગુરૂ સાક્ષાત કૃપા-
સાગર છે. તે જેવી રીતે અધિકારી શિષ્યનો
ઉધ્ધાર થાય તેવી રીતે બોધ કરે છે. પાત્ર
જોઇને તેમ ન કરે તો શિષ્યની હાની થાય

માટે શિષ્યની અવિદ્યા શોધીને દુર કરે તે
સિ૦ વિષે વિસ્તાર આગળ કેહેવાશે ॥ ૧૦ ॥ પ્ર૦
૮ मूल; अंतःकर्णमां दोषत्रय, मल विक्षेप अज्ञान;
ते दोषोने टालवा, धरे गुरुपद ध्यान॥११॥ટીકા.
પ્રથમ કર્મ પછી ઉપાસના, પછી જ્ઞાન, એમ
અનુક્રમે કરવાનું કારણ. અંતઃકરણમાં ત્રણ
દોષ છે. ૧ મળ, ૨ વિક્ષેપ, ૩ અજ્ઞાન, એ-
ટલે આવૃણ, હવે એ દોષોને દુર કરવા શ્રી
ગુરૂના ચરણનું ધ્યાંન કરી અનુક્રમે દોષ દુરકરે-
મલ દોષ એટલે પાપ તે નિષકામ કર્મથી
નાશ થાય છે. કર્મ બે પ્રકારનાંછે. એક સકા-
મ, બીજું નીષકામ. સકામ જે મનમાં ૯

ફલ પામવાની ઇચ્છાથી કરે તેસકામ. પણ સકામ જે યજ્ઞાદિક સાંગોપાંગ નીર્વિઘ્નતાથી કરે તોજ તેને સ્વર્ગાદિક ફલ મળે પણ તે સાંગોપાંગ કરવું દુર્ઘટ છે. કદાપિ નીર્વિઘ્ન અતીકષ્ટે થાય તોપણ તેનું ફલ મીથ્યા છે. ભોગ ભોગવી રહેકે તતકાલ પાછો પડે છે. ગીતામાં કહ્યું છેકે, क्षीणेपुण्ये मर्त्यलोकं विशंति–કરેલાં પુણ્ય ક્ષીણ થાય તેજ ક્ષણે પાછું પુણ્ય રહિત થઈ મૃત્યુલોકમાં અવતરવું પડેછે, પણ તે નીર્વિઘ્ન કર્મ સમાપ્તિ થવુંજ દુર્ઘટછે, અને વળી જેનું ફલ નાશવંત છે માટે નીષકામ કર્મ કે જેમાં કંઇક નુન્યતા રહી

જાય તો હાની નહી. ગીતામાં કહ્યું છે કે, પ્ર૦
સિ૦ नेहाभिक्रमनाशोस्ति प्रत्यवायोनाविद्यते स्वल्प
૧૦ मप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ અર્થ
આ નીષકામ કર્મયોગમાં આરંભ કરેલો નિષ
ફલ જાતો નથી. અને કીંચીત ન્યુનતા રહેતો પ-
ણ પાપ થતું નથી. આ નીષ્કામ કર્મરૂપ ધર્મનો
થોડો ભાગ હોયતો મહાનભયથી રક્ષાકરેછે.
ને વળી જેનું પરીણામ ઉત્તમ પદ પામવાનો
અધીકારી થાય છે. માટે કર્મના ફલની આશા
રહિત થવું એજ નીષકામ કરવાથી અંતઃક-
રણનો જે મલ, પાપ, દોષ દુર થાયછે. અને
ઉપાસનાનો અધીકારી થાયછે. માટે કર્મ કરયા ૧૦

પછી ઉપાસના કરે. વિધીપૂર્વક કરી અંતઃક-
રણુમાં જે વીક્ષેપ દોષ એટલે અંતઃકરણુની ચં-
ચલતા તેનો નાશકરે. ચંચલતામાં શુધ્ધ સ્વરૂ-
પનો ભાસથતો નથી. જેમ અસ્થીર જલ અથવા
દર્પણુમાં સૂર્યાદિકનું પ્રતીબીંબ સ્પષ્ટ દેખાતું ન
થી તેમ ચંચલ અંતઃકરણુમાં શુદ્ધ સ્વરૂપનો
ભાસ થતો નથી. માટે મલવિક્ષેપદોષને દૂર
કરવા કર્મ ઉપાસનાની જરૂર છે. માટે કરવા.
શ્રી ગુરૂનું ધ્યાન ધરવું. તેમાં પ્રમાણ-ध्यान-
मूलंगुरोर्मूर्तिः पूजामूलंगुरोः पदं मंत्रमूलंगूरो-
र्वाक्यं मोक्षमूलंगुरोः कृपा ॥ અર્થ સર્વધ્યાનનું
મૂલ કહીયે કારણુ ગુરૂની મૂર્તિ છે. તેમ સર્વ

પૂજન કરવાનું કારણ ગુરૂના ચરણકમલ છે,
સિ૦ તેમ સર્વ મંત્રોનું કારણ ગુરૂનું વાકય છે, પ્ર૦
૧૧ તેમ મુકિતનો હેતુ ગુરૂની કૃપા છે ॥ ૧૧ ॥
**मूल; निषकाम शुभकर्म करी, मलने हणे जरुर;**
**उपासनाथी रवि कहे, विक्षेप थाय छे दूर॥१२॥**
ટીકા.—શ્રીરવિરામ સ્વામી કહે છે કે નિષ્-
કામ શુભ કર્મ કરવાથી મલને દૂર કરી
ઉપાસનાથી વિક્ષેપને દૂર કરી જ્ઞાનનો અ-
ધિકારી થાય છે. માટે મલ જે પાપ ને વિ-
ક્ષેપ જે ચંચલતા તેનો ત્યાગ કરેતોજ અ-
ધિકારી થાય છે—॥ ૧૨ ॥ **मूल; मलविक्षेप**
**पलायतो, थाय ज्ञाननेपात्र; साधन चार विचा-** ૧૧

રતાં, ટલે અવિદ્યા માત્ર ॥૧૬॥ ટીકા, તેટલાજ માટે સત્ પુરૂષોએ કૃપા કરીને કહ્યું છે કે, મલવિક્ષેપ નાશ પામે તોજ જ્ઞાનને પાત્ર થાય. પછી ચાર સાધન સંપન્ન થાય. ત્યારે અવિદ્યા (કામ ક્રોધાદિ) માત્ર દૂર થાય છે-ચાર સાધનના નામ. ૧ વિવેક, ૨ વૈરાગ્ય, ૩ ષટ્-સંપત્તિ, ૪ મુમુક્ષુતા. એ ચાર સાધન સહિત જે હોય તે સાધન સંપન્ન કેહેવાય. ચાર સાધનનાં વર્ણન. ૧ વિવેક એટલે આત્મા અનાત્માનું જ્ઞાન-આત્મા અવિનાશી છે, અ-ચલ છે. અનાત્મા જગત નાશવંતને ચલાય માન છે. આત્મા પંચક્લેસરહિત છે. પંચ-

ક્લેસનાં નામ. १ आविद्या, २ अस्मिता (सूक्ष्म- પ્ર૦
સિ૦ अहंकार ), ३ राग, ४ द्वेष, ५ अभिनिवेश,
૧૨ (अतिदूराग्रह मानना भयथी शरीरनी रक्षामां)
અનાત્મા જગત પંચ ક્લેસસહિત છે. એવો
જે વિવેક તે સરવ સાધનમાં ઉત્તમ છે. ૨ બી
જું સાધન વૈરાગ્ય એટલે યાવત્ વૈભવ,
આ લોક અને પરલોક એટલે મૃત્યુ લોકથી તે
બ્રહ્મલોક સુધીના પદાર્થ ઉપર ઈચ્છાનો અ-
ભાવ એજ પરમવૈરાગ્ય. ૩ ત્રીજુ, ષટ્સંપત્તિ
મળીને એકજ સાધન કહેવાય તે નીચે પ્રમાણે–
१ शम, २ दम, ३ श्रद्धा, ४ तितिक्षा, ५ उप- ૧૨
रती, ६ समाधान. તેનું વર્ણન નીચે પ્રમાણે,–

૧ શમ એટલે બ્રહ્મજ્ઞાનમાં ઉપયોગી. શ્રવણ મનન ગુરૂ સેવાદી વિના જે ચિત્તની પ્રવૃતિ માત્રનો નિરોધ તે શમ, ૨ દમ એટલે જ્ઞાનમાં ઉપયોગી દૈવિસંપત્તિના ગુણોથી બીજા ખોટા વિષયમાંથી ઇંદ્રિયોને રોકવી તે દમ. ૩ શ્રદ્ધા એટલે વેદાંત તથા ગુરૂ વાકય સત્ય છે, એવો દ્રઢ વિશ્વાસ તે શ્રદ્ધા. ૪ તિતિક્ષા એટલે બ્રહ્મજ્ઞાનની હાની ન કરનારા અતી દુરાગૃહ રહીત. સુખ, દુઃખ, શીત, ઉષ્ણ, માન, અપમાન, સ્તુતિ, નિંદા, વિગેરેની સહનતા તે તિતિક્ષા. ૫. ઉપરતિ એટલે કર્મ તથા કર્મનાં સાધન. જે સ્ત્રીપુત્રધનાદિમાં આશકિતનો ત્યાગ

સિ૦ તે ઉપરતિ. ૬ સમાધાન એટલે સતૂશાસ્ત્રના પ્ર૦
૧૩ શ્રવણાદિકમાં ચિત્તને સ્થિર કરવું તે સમાધાન
એ છ મળીને એક સાધન છે. ૪ મુમુક્ષૂતા
એટલે અનાદિકાલના સંસાર દુઃખથી નિવૃ-
ત્તિ પામીને પરમ પદ પામવાની ઈચ્છાતે, એ-
મ ચાર સાધન સંપન્ન થઈને શ્રી ગુરૂદ્વારા મહા
વાકયનો વિચાર, શ્રવણ, મનન, નિદિધ્યાસન
કરે ત્યારે અવિદ્યામાત્ર નાશ થાય. તે વિષે આ-
ગળ કહેવાશે. ॥ ૧૩ ॥ **मूल; पछी शुद्धस्व-
रूपनो, अंतर करे विचार;हुं कोणछुं ने कोण आ,
दीसेछे संसार.।१४।** ટીકા–તે અવિદ્યાનાશ કર- ૧૩
વા શુદ્ધ સ્વરૂપનો અંતર વિચાર કરવો. હું કોણ

છું ને આ જે સંસાર દેખાય છે તે કોણ છે? એ-
મ ધારી ગુરૂ ચરણે પ્રાપ્ત થાય ॥ ૧૪ ॥

**मूल; गुरूचरणमांप्रेमथी, मस्तक धरी उमंग; भेट सहित विनति करे, करवा संशय भंग ॥१५॥**

ટીકા—અધિકારી શિષ્યે શ્રી ગુરૂ ચરણે જ-
વું, ત્યારે ભેટ સામગ્રી સહિત જવું.
તેમાં પ્રમાણ. **तद्विज्ञानार्थंसगुरूमेवाभिगच्छेत्समित्पाणिश्रोत्रियंब्रह्मनिष्ठं.**॥અર્થ—તે અધીકારી
તે પ્રમાણે પરમાત્માનાં વિજ્ઞાન અર્થે ભેટ વસ્તુ
હાથમાં લઇ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ ગુરૂને શરણે
જાય પછી વિનય પૂર્વક પ્રેમથી શ્રી ગુરૂ ચ-

રણે મસ્તક મૂકી પોતાના અંતરનો સંશય ૫૦
દૂર કરવા પ્રાર્થના કરે ।। ૧૫ ।। मूल; का-
म क्रोध मद लोभथी, अंतर थइ उदास; क-
पट चतुराइ मूकीने, प्रश्न करे थइ दास ।।१६।।
जीवनाम शाथी थयुं, शा कारणथी शि-
व;कहो कृपा करी देव गुरू, सेवुं चर्ण सदैव
।। १७।। ટીકા. જયારે શ્રી ગુરૂ ચરણે જવું
ત્યારે પોતાના અંતરમાંથી અનેક પ્રકારની
કામના તથા ક્રોધ તથા મદ જે અષ્ટ પ્રકા-
રના ( ૧ ધનનો–૨ રાજકીયનો–૩ ઉંચાકુલ-
નો, ૪ વિદ્યાનો, ૫ ત્યાગનો, ૬ રૂપનો, ૭ ૧૪

બળનો, ૮ કર્મનો. ) મદ તથા લોભ મોહ વિગેરે આસુરી સંપત્તિનો ત્યાગ કરી વહેવાર, ચતુરાઈ, કપટ, પ્રપંચ (ખલતારૂપ સ્વભાવ ) ને ત્યાગીને એટલે પોતાનું ડહાપણ સર્વ પડતું મૂકીને દાસ થઇને પોતાના મનના જે સંશય હોય તે દૂર કરવા માટે પ્રશ્ન કરે. હે શ્રી ગુરૂ મહારાજ આ જીવ એવું જે નામને શિવ એવા પ્રકારથી જે કેહેવાય છે તેનું શું કારણ છે. હે ગુરૂદેવ તે કૃપા કરીને કહો. જે વસ્તુ જાણી આપના ચરણને અહોનિશ સેવું એવી કૃપા કરો. ॥ ૧૬ ॥ ૧૭ ॥ **मूल; प्रश्न शिष्यनुं सांभ-**

સિ૦ ली, सतगुरू परम उदार; कृपा करी वदता प्र०
१४ हवा, वेद वचन निरधार ॥ १८ ॥ ટીકા.
શ્રી રવિરામ સ્વામી કેહે છે કે એવી રીતે
શિષ્ય શુભ લક્ષણ સંપન્ન થઇ શ્રીગુરૂ ચ-
રણમાં આવીને પ્રશ્ન પુછ્યું ત્યારે કૃપાલુ
મૂર્તિ શ્રીગુરૂ નમ્ર શિષ્ય પ્રત્યે ઉત્તર આપ-
વા તત્પર થયા. વેદના પ્રમાણથી શ્રીગુરૂ ઉ-
ત્તર પાંચ સાખીથી આપે છે ॥ ૧૮ ॥ શ્રી
ગુરૂ વચન— मूल; मलिन अविद्याने विषे,
चेतननो आभास; अधिष्ठानयुत जीव ते, करे
कर्म फल आश ॥ १९॥ पंचतत्वने वश थइ, १५

कामादिकमां प्रीत; देह इंद्रिय सुखने चहे, अे जीवपणानी रीत ॥ २० ॥ सुत वित दारा धाममां, करे प्रेम भरपूर; जीवपणु अेम जाणीये, सद्गुरु पदथी दुर ॥ २१ ॥ लक्ष चोराशी योनिमां, धरे अवतार अनंत; जीवपणु त्यारे टले, जो सेवे हरिगुरू संत ॥ २२ ॥ कह्युं जीव स्वरूप ते, संक्षेपशास्त्र अनुसार; शिव स्वरुप रविदास कहे, वेद वचन निरधार॥२३॥

ટીકા—મલીન અવિદ્યા કહીયે. રજોગુણ તથા તમોગુણુથી દબાયલો જે સત્વગુણ તે મલીન, સત્વવાળી અવિદ્યા તે અવિદ્યા-

સિ૦ માં ચેતનનો આભાસ કહીયે. પ્રકાશ, જેમ પ્ર૦
૨૬ ઘડાના જળમાં સૂર્યનું પ્રતિબીંબ પડે તે-
મ અધિષ્ટાન કહીયે, વ્યષ્ટિ અવિદ્યા ( અ-
વિદ્યાનો એક ભાગ ) જે બુદ્ધિ ભાવના પ-
રિણામને પામે છે તે અવિદ્યાનું આધારરૂપ
જે ચેતન તે જીવનું વાસ્તવ રૂપ તે અધિષ્ટા-
નયુત કહીયે. તે અધિષ્ટાન સહીત એટલે
મલીન અવિદ્યા: તેમાં ચેતનનો આભાસ તથા
ઉપર કા જે અધિષ્ટાન તે ત્રણે મળી જી-
વનું વાચ્ય સ્વરૂપ તે જીવ કર્મનો કર્તા છે.
તથા ફળની આશા કરે છે માટે ભોકતા છે ૧૬
॥ ૧૯ ॥ પંચતત્વના ગુણ જે શબ્દ, સ્પ-

શં, રૂપ, રસ, ગંધ, તે ઇંદ્રિયોના વિષય તો-
ને વશ એટલે શબ્દ વિષય જે શ્રીહરિના
ભજન કીર્તન વીના જે બીજા વૃથા ગાયન
સાંભળવાં ને સ્પર્શ વિષય એટલે જે પર સ્ત્રી
ગમન કરે તે. રૂપ વિષય એટલે શ્રી પર-
માત્માના સ્વરૂપ વિના જે જોવું. તેને રસ
વિષય એટલે સારાં સારાં ખાનપાનમાં પ્રેમ
રાખવો તે. ગંધ વિષય એટલે અનેક પ્રકા-
રની સુગંધી લેવી તે. ઉપર લખેલા પાંચ
પ્રકારના જે વિષય તેને વશ એટલે તેને આધિ-
ન થવું તે જીવપણું કેહેવાય. તે વિષે પ્રમાણ-
શ્રી અષ્ટાવક્ર પોતાના અધિકારી શિષ્ય પ્ર-

स्टि० તે ઉપદેશ કરે છે મૂલ શ્લોક मुक्तिमि ५०
च्छसिचेतात्विषयान्विषवत्त्यजक्षमार्जव दया-
१७ तोषः सत्यंपीयूषवद्भज. અર્થ શ્રી અ-
ષ્ટાવક્ર મુનિ સત્યવ્રત જનકરાજાને ઉપદેશ
કરે છે કે હે પુત્ર જ્યાં સુધી હૃદામાં વિકા-
રી અવિદ્યા પૂર્ણ છે. ત્યાં સુધી ભલે બ્રહ્મ-
જ્ઞાન કથન કરયા કરે, પણ હૃદયમાં જ્ઞાન ર-
હેતુ નથી અને જો અંતઃકર્ણ શુદ્ધ કરીએ
તો તુરત હૃદયમાં બ્રહ્મ જ્ઞાન સ્થિર થાય છે
માટે સંસારથી નિવૃત થઇને મુકિતની ઇ-
ચ્છા હોય તો વિષયોને વિષની જેમ જાણી
તેમો ત્યાગ કર. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગં- १७

ધ એ જે પાંચ વિષય છે તેમે વિષથી પ-
ણ મહાવિષ જાણી ત્યાગ કર. કેમકે વિ-
ષ ખાવાથી એકજ જન્મમાં મૃત્યુ થાય છે
ને પંચ વિષય સેવવાથી કોઈ કાળે પણ
જન્મ મરણનો અંત આવતોજ નથી. ને હ-
દામાં મલીનતા છે તે વિષયથીજ છે. માટે
અવશ્ય વિષય ત્યાગવા યોગ્ય છે. તેથી હે
પુત્ર! એ પંચવિષયમાંથી એક વિષયને ગ્રહણ
કરવાથી પશુ પક્ષી જેવાં મૃત્યુને પામે છે તો
જેના હૃદયમાં પાંચ વિષય ભરયા છે એ-
વા જે મનુષ્ય જાતીનો તો કોઇ કાલે પણ સં-
સાર સાગરનો પાર આવેજ કેમ. માટે હે

સિ૦ પુત્ર. જેમકે શબ્દ વિષય શ્રોત્ર ઇંદ્રિનો ધર્મ પ્ર૦
૨૮ છે. શબ્દવિષયમાં અતિશે જે કોઇ લોભ
કરે છે તે દુઃખજ પામે છે. તે વિષે દૃષ્ટાં-
ત. જેમ કોઇ પારધી મહા વનમાં જઇને
બંસી નામનું મધુર વાજું વગાડે તે મધુર
વાજાની ધ્વની સાંભળીને શબ્દ વિષયમાં વ્યા-
કૂળ થયેલો મૃગ તલ્લીન થઇ, પોતાનુ ભાન
ભૂલી જાય છે. તે બેભાન થયેલા મૃગને પે-
લો પારધી પોતાના શસ્ત્રવડે મારી પોતાનું
કાર્ય સીદ્ધ કરે છે. ॥ ૧ ॥ સ્પર્શ ત્વચા
ઇંદ્રિનો વિષય છે. તેમાં દૃષ્ટાંત. જેમ હાથી ૧૮
ને પકડનારા લોકો મહા વનમાં જઇને કા-

ષ્ટની હાથણી બનાવી તે ઉપર બરાબર રંગ તરેહવાર ચડાવીને જમીનમાં ઉંડો ખાડ ખોદી ઉપર તજવીજથી પેલી બનાવટી હાથણીને ઉભી કરે પછી કામાતુર થયો એવો હાથી પેલી બનાવટી હાથણીને સ્પર્શ કરવા-જાય કે તુરત પેલા ખાડમાં પડીને પરવશ થઈ દુઃસહ કષ્ટ ભોગવે છે. માટે હે શિ-ષ્ય બનાવટી ચિત્રની હાથણીને સ્પર્શ કર-વાથી પરવંશ થઇ હાથી દુખી થયો ત્યારે સાચી મૂર્તિમાન સ્ત્રીના સંગથી તો દુઃખનુ શું કહેવુંજ છે. ॥ ૨ ॥ રૂપ ચક્ષુ ઇંદ્રિનો વિષય છે. તેમાં દ્રષ્ટાંત. જેમ દીવાની શિખા

દેદિપ્યમાન જોઈ મોહ વશ થયેલો પતંગ ના- પ્ર૦
સિ૦ મે જંતુ પોતાનો નાશ કરે છે. ॥ ૩ ॥
૧૯ રસ વિષય જીભ ઇંદ્રિનો છે. તેમાં દૃષ્ટાંત
જેમ કોઈ મચ્છીમાર ઢિમર લોઢાના આંક-
કડીઆમાં માંસ વિગેરે ખાવાની વસ્તુ લ-
ગાડી આંકડીઆને દોરી બાંધી પાણીમાં નાં-
ખે છે તે આંકડીઆમાં ખાવાની વસ્તુને માં-
છલી રસનાના સ્વાદમાં આતુર થઇ ખાવા જ-
તાંજ તેના ગળામાં લોઢાનો આંકડીઓ ભ-
રાતાં તુરત મૃત્યુનેજ પામે છે. ને
ગંધ વિષય નાશિકા ઇંદ્રિનો છે. તેમાં દ-
ષ્ટાંત જેમ કોઈ સરોવરમાં શુશોભીત સુગં- ૧૯

દીવાળુ કમલ જોઇ ગંધ મોહુને વશ થઈ ભમરો પ્રવેશ કરે છે ને સુગંધના લોભથી નીકળી શકતાં નથી ને સાંજ પડે કમળ બીડાઇ જાય છે ને પેલો ભમરો મૃત્યુને પામે છે. માટે શ્રી અષ્ટાવક્ર કહે છે હે શિ-ષ્ય એ મહા વિષય રૂપ પાંચ પ્રકારનાં જે વિષ છે તે મધેથી એક એક ખાવા (ભો-ગવવા)થી આવી વ્યવસ્થા થાય છે તો જે મનુષ્ય પ્રાણીને પાંચ વિષય લાગી રહ્યા છે તે પ્રાણી તો જન્મ મર્ણના અંતને પામે-જ કેમ. એટલે જન્મ મર્ણથી મહાકષ્ટને-જ ભોગવે. એ પાંચ વિષયરૂપી પાંચ

સિ૦ વિષને નાશ કરવા સારૂ પાંચ અમૃત સેવ- પ્ર૦
૨૦ વા યોગ્ય છે, તે કહું છું. તે પાંચ વસ્તુ
અમૃત કરતાં શ્રેષ્ઠ જાણી દૃઢ કરી સેવન કર.
ને અમ્રત પીવાથી એક જન્મ ખટ્ ઉર્મિ
આદિ વિકાર નિવૃત થાય છે ને અધિકારી
આ પંચમૃાતથી જન્મ મરણાદિક અનંત
દુઃખને નાશ કરી પરમ સુખને પ્રાપ્ત થાય
છે. તે પંચામૃતનાં નામ ૧. ક્ષમા, ૨. આર્જવ,
૩. દયા, ૪. સંતોષ ,૫. સત્ય, ક્ષમાનું
લક્ષણ જો કોઇ અતિશે દુઃખ દેનાર હોય
તેના ઉપર પણ ક્રોધ કરવો નહી, શબ્દ
વિષય આકાશનો ધર્મ છે. તે ભલા બુરા ૨૦

શબ્દ રૂપી વિષને શ્રોત્ર ઇંદ્રિથી ગ્રહણ કરી-
ને ક્ષમારૂપી મહા અમૃતમાં લીન કરવું.
દૃષ્ટાંત એક સમય દૈત્યોથી હાર પામી ઇં-
દ્ર દેવતાઓ સહિત ભયભીત થઇને દધિચી
ઋષી પાસે ગયો ને બોલ્યો કે હે ઋષીરાય
આપ સાક્ષાત પરમાર્થ સ્વરૂપ છો ને દેહા-
દિ પદાર્થ અનિત્ય જાણો છો માટે હે કૃ-
પાનાથ આપના શરીરનું અસ્થિ આપો. તે-
નું અમો વજ્ર નામનું આયુધ બનાવી દૈ-
ત્યોનો નાશ કરી અકંટક રાજ્ય કરીએ. આ-
વી રીતે ઇંદ્ર રાજાએ પ્રાણઘાતક વચન ક-
હ્યું તે સાંભળી અતિ શાંત મૂર્તિ દધિચી ઋ-

સિ૦ પીએ શબ્દ વિષયરૂપ વિષને ક્ષમારૂપી અ- પ્ર૦
૧૨ મૃતમાં લીન કરી ક્ષોભ રહિત થઇ પોતા-
નો દેહ આપી દીધો પણ કિંચિત્માત્ર ક્રો-
ધ કરયો નહિ. ઇતિ ક્ષમા લક્ષણ. અથ આ
ર્જવ લક્ષણ જેમ સમુદ્રમાં જે વસ્તુ નાખી-
એ તે સર્વે સમાઇ જાય ને સમુદ્ર પોતે
ક્ષોભ પામે નહી. તેમ આર્જવવાન પુરૂષને કોઇ
સુખ અથવા દુઃખ આપે તે સર્વે -હૃદયરૂપી
સમુદ્રમાં સમાવે ને ક્ષોભ પામે નહી
સ્પર્શ વિષય વાયુ તત્વનો ગુણ છે. તે સુ-
ખ દુઃખરૂપી વિષનું ત્વચા ઇંદ્રિથી ગ્રહણ ૨૧
કરી આર્જવનામ મહા અમૃતમાં લીન કર-

શું. તેમાં દૃષ્ટાંત-જેમ રહુગણ રાજા જ્ઞાન ઉપદેશ લેવા સારૂ કપીલ મુની પાસે ચાલ્યો. ને રસ્તામાં પાલખી ઉપાડનારમાંથી એક ભોઇ થાકયો ત્યારે ભોઇ લોકોનો જમાદાર રસ્તે જતાં મહાત્મા જડભરતને રૂષ્ટ પુષ્ટ જાણી પેલા ભોઇ લોકો સાથે પાલખીમાં જોડી દીધા. તેમજ જડ ભરત પાલખી ઉપાડી રસ્તે જીવ જંતુને બચાવી ચાલવા લાગ્યા. ને રાજાની પાલખી ઉંધી સુધી થવા લાગી ત્યારે રાજા ક્રોધ કરી બોલ્યો અરે મિથ્યા પુષ્ટ તુ શરીરે દુબળો છે તેથી તારાથી ચલાતુ નથી તેવું સાંભળી

સિ૦ તે વચનને હ્રુદા સમુદ્રમાં લીન કરી શાંત- ૫૦
પણે મહા રૂષી જડભરત રાજા પ્રતે બો-
૨૨ લ્યા. હે રાજા તારૂ કહેવું ખરૂં છે હું મિ-
થ્યા પુષ્ટ છું. કારણ કે પુષ્ટપણું ને કૃશ-
પણું એ શરીરના ધર્મનો મારા સ્વરૂપ-
માં સંબંધ નથી. એવી રીતે જ્ઞાનમય
મહાઋષી જડભરતનાં વચન સાંભળી રાજા
પાલખીમાંથી ઉતરી સ્તુતિ કરી ચરણમાં
પડી મનવાંચ્છીત જ્ઞાન પામી કૃતાર્થ થ-
ઇ સ્વદેશ પ્રત્યે ગયો. એવી રીતે જડભર-
તને રાજાએ દુઃખ આપ્યું તોય પોતાની ૨૨
ગંભીરતા ન મુકતાં રાજાને જ્ઞાન આપી કૃ-

તાર્થ કર્યો. ઇતિ આર્જવ લક્ષણ. ૩ અથ દ-
યા લક્ષણ. જો કોઇ અતિશે દુઃખ આપનાર
હોય તો પણ તેના ઉપર ક્રોધ નહી કરતાં
શ્રી પરમાત્મા પાસે વિનંતી કરે કે હે પ્રભુ
આ નિર્દય દુઃખદાઇને આપ કૃપા કરીને સા-
રી મતિ આપો જેથી એનું કલ્યાણ થાય.
રૂપ વિષય તેજ તત્વનો ગુણ છે. ચિત્ર વિ-
ચિત્રાદિક વિષયને નેત્ર ઇંદ્રિથી ગ્રહણ કરી
દયા નામ મહા અમૃતમાં લીન કરવું. તે-
માં દૃષ્ટાંત. હિરણ્યકશિપુની સ્ત્રી ગર્ભવંતી
હતી ત્યારે શ્રી નારદ ઋષીએ તે ગર્ભમાં ર-
હેલા પ્રહલ્લાદજીને ઉપદેશ કર્યો હતો કે

સિ૦ હે પુત્ર શ્રી નારાયણ સર્વ વ્યાપી છે. ને પ્ર૦
સર્વ વિભુતિ માત્ર બ્રહ્મમય છે. એવું જ્ઞાન
૨૩ સાંભળીને જન્મ થયા પછી જળ સ્થલ વિ-
ગેરે અચરાચરમાં બ્રહ્મરૂપ જોવા લાગ્યા. પ-
છી હિરણ્યકશિપુ રાજાની આજ્ઞાથી રાજ્ય-
નીતિ વિગેરે વહેવારી સામ, દામ, ભેદ, દંડ
આદિ ભણાવવા પ્રયત્ન કર્યો. પણ પ્રહલા-
દજી તો એક શ્રી પરમાત્મા વિના યાવત્
પદાર્થ મિથ્યાજ જાણતા હતા તેથી રાજ્ય
નીતિમાં લક્ષ આપ્યું નહી. ત્યારે હિરણ્ય-
કશિપુએ ક્રોધ કરી ખડગ લઈ કહ્યું કે રે ૨૩
મૂર્ખ પુત્ર તારો રામ ક્યાં છે બતાવ ત્યારે

પ્રહુલાદજીએ કહ્યું કે સચરાચરમાં વ્યાપક છે રામ વિના કોઈ ઠામ ઠાલો નથી યાવત્ જગત રામરૂપજ છે. તારામાં મારામાં ખડગ સ્થંભમાં સર્વત્ર છે. એવું પ્રહુલાદ ભકતનું વચન સાંભલી શ્રી વ્યાપક પરમાત્મા સ્થંભ ફોડી પ્રગટ થયા ને હિરણ્યકશિપુનાં પાપથી તેનોજ નાશ કરયો ને હાથ જોડી ઉભેલા પ્રહુલાદને શ્રી નરસિંહ ભગવાને કહ્યું કે હે પ્રહુલાદ વર માગ ત્યારે દયાયુત પ્રહુલાદે શ્રી નરસિંહ ભગવાન પ્રત્યે વિનયં પુર્વક કહ્યું કે હે કૃપાનાથ આ સર્વે દૈત્યો ઉપર કૃપા કરો ને એ

સિ૦ ઓને ફરી બુધ્ધી આપો જેથી સર્વે આપની પ્રં૦
અખંડ ભક્તિ કરી આપનેજ પામે. શ્રી
૨૪ અષ્ટાવક્ર કહે છે હે શિષ્ય આવી રીતે પ્રહ્‌-
લાદજીએ પોતાને દુઃખ દેનારા દૈત્યો ઉપર
કોપ નહિ કરતાં અપકારને બદલે દયા કરી
એજ દયાવાન ભક્તોનાં લક્ષણ છે. ઇતિ દ-
યા લક્ષણ ।। ૩ ।। અથ સંતોષ લક્ષણ જે-
મ સમુદ્ર સુખ દુઃખાદિ પ્રાપ્તી અપ્રાપ્તી થ-
વાથી હર્ષ શોક રહિત પોતાની ગંભીરતા
માં નિમગ્ન રહે છે. તેમ સંતોષી લાભ હા-
ણમાં સમતા જાણી સદાય નિમગ્ન રહે છે તે-
મજ રસ વિષય જલ તત્વના ગુણ છે. ૨૪

ષ્ટરસાદિક વિષય રસના ઇંદ્રિથી ગ્રહણ ક-
રી સંતોષ નામ મહા અમૃતમાં લીન ક-
રે તેમાં દૃષ્ટાંત. જેમ હરિશ્ચંદ્ર રાજાએ
અનંત વૈભવોમાં રહી સુખ માન્યુ નહી
ને પોતે ચંડાળને ઘેર વેચાયા અને સ્ત્રી
પુત્રાદિ સહિત દુઃસહ કષ્ટ પડતાં કિંચિ-
ત્ માત્ર દુઃખ ન માની પોતાની સ્થિતિ-
માં અચલ રહ્યા તેમ સંતોષી પુરૂષ અનંત
સુખ દુઃખાદિની પ્રાપ્તી થવાથી સંતોષમાં
નિમગ્ન રહિ, અચલ રહે. ઈતિ સંતોષ લ-
ક્ષણ ॥૪॥ અથ સત્ય લક્ષણ. એક બ્રહ્મસત્ય તે

વિના યાવત્ જગત પ્રપંચ મિથ્યા જાણી સ-
સિ૦ વેં ઇંદ્રિયો તથા મનને નિયમમાં રાખી સત્ય પ્ર૦
૨૫ બ્રહ્મવિષે નિષ્ટાવાન થઇ જ્ઞાન પ્રકાશ પામી
પરમપદમાં લીન થવું. ને ગંધ વિષય પૃથવી
તત્વનો ગુણ છે માટે સુગંધિ દુર્ગંધિ નાશિકા
ઇંદ્રિથી ગ્રહણ કરી સત્યરૂપી મહા અમૃતમાં
લય કરવું. તેમાં દૃષ્ટાંત જેમ રાજા યુધિષ્ટિર
શ્રીકૃષ્ણ પરમાત્મા સ્વધામ પધારયાનું સાં-
ભળીએક શ્રીકૃષ્ણ પરમાત્મા જ સત્યછે તે વિ-
ના યાવત્ દૃષ્ટિ ગોચર અસત્ય જાણી રાજ્ય
વૈભવ તૃણા તુલ્ય સમજી જડવત્ થઈ સત્ય
બ્રહ્મ શ્રી કૃષ્ણ પરમાત્મામાં તલ્લીન થઇ મ- ૨૫

હા પંથ જે હિમાલયમાં ગયા. શ્રી અષ્ટાવક્ર કહે છે હે શિષ્ય એવી રીતે પંચવિષયરૂપ પાંચ વિષને પાંચ અમૃતમાં લય કરી પરમપદમાં લીન થવુ. ને પંચવિષય મહા વિષરૂપ જાણી ત્યાગ કરી પંચામૃત ધારી સ્વરૂપાકાર થવું. ઈતિ સત્ય લક્ષણ ાા ૫ ાા

એવી રીતે સંત મ્હાત્માએ અંતરમાંથી અનુંક્રમે દુર્ગુણ• ત્યાગી સદગુણ ધારણ કરવાં. કામાદીક કહેતાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, અહંકાર, કામ એટલે વિષયઆસકિત, ક્રોધ એટલે કારણ વિના વ્રથા લડાઈ બકવાદ તે. લોભ એટલે શુભ કાર્યમાં દ્રવ્યનું

સિ૦ ખરચ ન કરવું ને યથા દ્રવ્ય સંગ્રહ કર- પ્ર૦
૨૬ વું તે. મોહ એટલે શુભ અશુભ વિવેક ર-
હિત અયોગ્ય વસ્તુમાં આસકિત તે, મદ
એટલે અણઘટતું વ્યર્થ અભીમાન તે. મત્સ-
ર એટલે અંતરમાં બીજાનું ઉતકરષ્ટ સહુન ન
થાય તે. એ કામાદિક તેમાં પ્રીત એ જીવ ધ-
ર્મ છે. દેહ ઈંદ્રિયસુખ એટલે કેવળ પોતા-
નો દેહ ઇંદ્રિઆદિક સુખની ઇચ્છાવાળો શિ-
શ્નોદરપરાયણ જે સદા રહે છે તે જીવપ-
ણાની રીત છે. ॥ ૨૦ ॥ તેમજ પુત્ર, દ્રવ્ય,
સ્ત્રી,ઘર તેમાં ભરપુર કહીયે અતિશય આશ- ૨૬
કિત રાખે ને સતગુરૂના પદ જે ચરણ કમલ

તેથી તો ફરજ રહે એ જીવ લક્ષણ ॥૨૧॥
એવો આસુરી સંપત્તિવાળો જે જીવ તે લક્ષ ચોરાશીમાં ભટકતો રહે. ચોરાશી એટલે ચોરાશી લક્ષ અવતાર ધારણ કરે. ચોરાશીની ચાર ખાણ ઉદ્ભિજ, અંડજ, સ્વેદજ, જરાયુજ, એ દરેક ખાણમાં એકવીસ એકવીસ લાખ જાતના જીવ એટલે પ્રથમ ઉદ્ભિજ પૃથ્વીને ભેદીને ઉતપન્ન થાય. જેવાં કે ઝાડાદિક તે એકવીશ લાખ જાતિના અવતાર ધારણ કરવા પડે. જે જીવ ઇંડામાંથી ઉત્પન્ન થાય તે ઈંડજ ખાણ તે પણ એકવીસ લાખ જાતના અવતાર જેવાં કે મોર, સર્પ

વીગેરે. સ્વેદજ એટલે જે પરસેવાથી ઉત્પન થાય તે જેવાં કે ચાંચડ માંકણ વિગેરે તેવા એકવિશ લાખ અવતાર. જરાયુજ એટલે જેના ઉપર ઓર લપેટેલી હોય તે મનુષ્ય, પશુ વિગેરે એકવીસ લાખ જાતી. એવી રીતે એકવીશ ચોકુ ચોરાશી લાખ અવતાર જીવપણાનાં લક્ષણથી પ્રાપ્ત થાય છે. એ દુ:ખરૂપ ચોરાશી મટાડવી હોય તો જીવ લક્ષણ તજી શ્રી હરિગુરૂ સંતની પ્રેમ પુર્વક અચળ ભકિત. જેનાં લક્ષણ આગળ કેહેવાશે. તે કરે તોજ ચોરાશી યોનિ વ્રત થાય ॥ ૨૨ ॥ એવી રીતે શ્રી રવિરામ

સ્વામીએ શાસ્ત્રની સંમતિથી જીવ સ્વરૂપ એટલે જીવ લક્ષણ કહ્યું. જે જીવપણાને ધારી આ અનંત દુઃખરૂપ ચોરાશીના ફેરા ફરવા પડે છે. તે જીવનું વર્ણન સંક્ષેપથી કર્યું. હવે શિવ જે ઇશ્વર સ્વરૂપ તેને શ્રી રવિરામ સ્વામી વેદના વચન પ્રમાણે કહે છે. ॥ ૨૩ ॥ **मूल; शुद्ध सत्व माया विषे, आभासे चेतन; अधिष्ठान मिलि रुप शिव, रात्रि कहे मुनिजन ॥ २४ ॥** (શિવ સ્વરૂપ) શુદ્ધ સત્વ કહીયે. રજોગુણ તમોગુણને દબાવીને જે મુખ્યતાથી રહે તે શુદ્ધ સત્વગુણવાળી માયા તે માયામાં ચેતન આભાસે

કહીયે. પ્રકાશે એટલે ચેતનનું પ્રતિબિંબ જેમ મહા જળમાં સૂર્યનું પ્રતીબિંબ પડે છે તેમ અધિષ્ઠાન કહીયે માયા ( શુદ્ધ ચેતનના એક ભાગમાં રહેનારી ) નું આધારરૂપ ઈશ્વરનું વાસ્તવ સ્વરૂપ તે અધિષ્ઠાન મળી કહીયે. સહિત એટલે શુદ્ધ સાત્વિકી માયા તેમાં ચેતનનો આભાસ તથા ઉપર કહ્યો જે અધિષ્ઠાન તે ત્રણે મળી ઇશ્વરનું વાચ્ય સ્વરૂપ છે તે શિવ એટલે ઈશ્વર સર્વ જગતના કર્તા તથા જીવોના કર્માનુસાર ફળદાતા, અંતર્યામી તથા મુકત છે એમ શ્રી રવિરામ સ્વામી કેહે છે. મુનિ કહીયે

મનનશિલ મહાત્માઓનો અભિપ્રાય છે તે વેદાનુસાર છે ॥ ૨૪ ॥ **मूल; किंचित् माया मोहनो, जेने नथी संबंध; फळदाता शिवरुप ते, सुखी सदा निर्बंध ॥ २५ ॥**

ટીકા—શુધ્ધ સાત્વિકી માયા જેની ઉપાધી છે એવા જે ઈશ્વર તેમને કિંચિત્ કહીયે. રતી માત્ર પણ મોહ પ્રમાદનો સંબંધ નથી. ને જે જીવ કર્મ કરે છે તેને ફળ આપનાર તે ઈશ્વર છે. ને પોતે સ્વસ્વરૂપમાં અખંડ સુખી રહે છે. ને નિર્બંધ એટલે અજ્ઞાનરૂપ બંધનનો જેને લેશ માત્ર પણ સંબંધ નથી ॥ ૨૫ ॥ **मूल; अंतर्यामी शिव**

સિ૦ सदा, माया रहित विकार; काळ कर्म व्यापे પ૦
नाहि, शुद्ध स्वरूप अपार ॥ २६ ॥ ટીકા–
૨૯ શિવ જે ઈશ્વર અંતર્યામી એટલે પ્રાણીમા-
ત્રના હ્રદયમાં પ્રેરણા કર્તા છે. શિવ સદા ક-
હેતાં નિરંતર કલ્યાણરૂપ છે ને માયાના
વિકારથી રહિત છે કાલ કર્મ એટલે ભૂત, ભ-
વિષ્ય, વર્તમાન તથા શુભાશુભ કર્મ તેને
વ્યાપતા નથી કારણ કે પોતે શુદ્ધ સ્વરૂપ
એટલે અવિદ્યાદિક જે પ્રપંચ તેથી રહિત શુ-
દ્ધ સ્વરૂપ છે. અપાર કહેતાં દેશ કાલ તથા
વસ્તુ પરિચ્છેદથી રહિત છે. એટલે વ્યા
પક કહેવાથી દેશકૃત ભેદ નથી. તેમ (નિ- ૨૮

ત્ય હોવાથી કાલકૃત ભેદ નથી ) તેમ સર્વ આત્મા હોવાથી વસ્તુકૃત ભેદ નથી. ઉપ- રનાં વિશેષણ સહિત ઈશ્વર કહેવાય ॥ ૨૬॥

**मूल; माया शक्ति शिवनी, जीव शक्ति अ- ज्ञान; बे उपाधिने तजे, तो पामे पद निर्वाण ॥ २७॥** ટીકા–માયા શકિત કહેતાં શુદ્ધ સાત્વિકી માયા ઉપાધિ છે જેની તે ઉપા- ધિથીજ શિવ, ઇશ્વરપણું, કલ્પાયું છે. જો તે ઉપાધિને તથા અંતર્યામી કર્મ ફળ દાતા વીગેરે ઉપાધીના ધર્મોને ગ્રહણ ન ક- રાયતો ઇશ્વરપણું નથી. પણ શુદ્ધ અકર્તા, અભોગકતા સ્વરૂપ છે. તેમજ અજ્ઞાન કહેતાં

સિ૦ તામસ અવિદ્યા ઉપાધિ જીવની ને કર્મકર્તા પ્ર૦
શુભાશુભ ફળ ભોકતાદીક ઉપાધિના ધર્મ તે-
30 થી જીવપણું છે. જો તે ઉપાધી શ્રી ગુરૂબો-
ધથી દૂર થાય તો પછી જીવપણું મટી શુ-
દ્ધ સ્વરૂપ થાય છે એટલે ઉપાધી ભેદથી
શીવ જીવ બેપણું કલ્પાયું છે. જો ઉપાધી દૂ-
ર થાય તો નિર્વાણ કહેતાં શુદ્ધ સ્વરૂપ
મોક્ષ રૂપજ છે. માત્ર ઉપાધી ભેદેભેદ છે ॥૨૭॥

**मूल; अविद्या विद्या जो टले, तो नाहि जीव
नही [illegible]; नाम रुपथी भीन्नछे, साक्षी शुद्ध
सदिव॥** ૨૮ ॥ ટીકા.—અવિદ્યા એટલે મલિન
અવિદ્યા જે પૂર્વે કહી આવ્યા તે ઉપાધિ જીવની. 30

ને જે પૂર્વે શુદ્ધ માયા કહી તે ઉપાધિ શિવની. એ ઉપાધિની દ્રષ્ટિ નીવૃત થાય તો જીવ શિવ એ નામ પણ રહે નહિ પછી નામરૂપથી ભીન્ન એટલે નામરૂપથી રહિત. અસ્તિ ભાતિ પ્રિયરૂપ સર્વમાં અનુગત મનવાણીનો જે વિષય નથી એવા શુદ્ધ પરમાત્મા છે. તે વિષે દ્રષ્ટાંત. જેમ પ્રથ્વીપતિરાજા ને ખેતિ કરનાર જે ખેડુ એ બંનેનુ મનુષ્યપણું જોતાં એકજ છે. માત્ર રાજાપણું તે એની ઉપાધિ જે ચતુરંગી સેના, ઘોડા, હાથી, રથ, પેદલ, ફોજ વિગેરે રાજધાની તે ઉપાધિથીજ રાજા. જો રાજાની ઉપાધિની દ્રષ્ટિને દૂર કરીયે તો પછી મા-

સિ૦ ત્ર મનુષ્યજ છે. તેમજ ખેડુની જે ખેતિની પ્ર૦
સામગ્રી ગાડુ. બલદ વિગેરે ઉપાધિ છે. તે-
૩૧ ને દૂર કરીયે તો પછી ખેડુપણુ છેજ નહી
માત્ર મનુષ્ય છે. બેઉ ઉપાધિની દ્રષ્ટિને ત્યાગ
કરવાથી મનુષ્યપણામાં ભેદજ નથી. તેમ સિ-
દ્ધાંતમાં શુદ્ધ સાત્વિકીમાયા ઉપાધિથી (શિ-
વ કહેતાં ઈશ્વર)ને મલીન અવિદ્યા ઉપાધિથી
જીવ એ બન્નેની ઉપાધિની દ્રષ્ટિ ત્યાગ કરી-
એ તો શુદ્ધ અકર્તા, અભોગકતા, સાક્ષાત પો-
તેજછે. નામરૂપથી રહિત સર્વનો સાક્ષી જે લ
ક્ષયાર્થ શુદ્ધ અખંડ સદિવ કહેતાં નિરંતર સુખ
રૂપજ છે. ॥૨૮॥ मूल; मलिन अविद्यायोगथी, ૩૨

जीवपणुंकहेवाय; शुद्ध सत्वमाया थकी ईश्व-
रता दरशाय ॥२९। टीका–पंचदशीनो श्लोक
माया मासेन जीवेशौकरोतीति श्रुतत्वतः ।
कल्पितावेव जीवेशौताभ्यां सर्व प्रकल्पितम् ॥
।१ ॥ अर्थ–माया आभास वडेकरी जीव त-
था ईश्वरने करे छे. एम श्रुतिमां कहेलुं छे, ए-
टले. जीव तथा ईश्वर बन्ने कल्पित छे. अ-
ने ते जीव तथा ईश्वर बन्नेए सर्व जग-
त् कल्पेलुं अर्थात तत्वविवेक नाम प्रकरणमां.
विद्यारण्य मुनिए चिदानंदमय ब्रह्मप्रतिबिंब
तमासमान्विता। तमोरज सत्वगुणा प्रकृतिर्द्वि-
विनोचसा॥ ईत्यादि ग्रंथथी निरुपण कर्युं के

સિ૦ ચિદાનંદમય જે બ્રહ્મ તેના પ્રતિબિંબે કરી પ્ર૦
યુકત અને ત્રિગુણાત્મિકા જે પ્રકૃતિ છે તેજ
૩૨ સત્વગુણની શુદ્ધતાને લેઇને માયા અને સ-
ત્વગુણની અશુદ્ધતાને લઈને અવિદ્યા મનાય
છે. માયાને વિષે પ્રતિબિંબિત બ્રહ્મ તે માયા-
ને પોતાને વશ કરી સર્વજ્ઞ ઈશ્વર કહેવાય
છે. અને અવિદ્યાને વશ થએલો જીવ
તે અવિદ્યાના વૈચિત્ર્યને લીધે અનેક પ્રકાર-
નો થાય છે. તે અવિદ્યા કારણ શરીર કહે-
વાય છે. અને તદ અભીમાની પ્રાજ્ઞ કહે-
વાય છે આજ અર્થને હૃદયગત કરી. જીવે
शात्वावसेन करोतिमाया विद्या च स्त्रय मे- ३२

વભવતિઃ જીવ ઇશ્વરને આભાસે કરી કરે છે. અને માયા અવિદ્યા પોતેજ થાય છે. આ શ્રુતિ પ્રવૃત થએલી છે. અને એજ અર્થ ઉપરના શ્લોકમાં કહેવામાં આવ્યો છે. ॥૩॥

मूल;जीवअविद्यावश थइ, करे कर्म फल आस;
शिव माया संयोगथी,फलदाता मकाश।३०।अविद्याविद्याथीथयुं, जीव शिव ए नाम; बे उपाधि
अलगी करे, तो सदा शुद्ध सुखधाम ॥३१॥
गुरुविनानुं जीवने, नही मोक्ष सुख धाम;
शिवसदा साक्षात छे, बोध तणुं शुं काम॥ ३२॥

ટીકા—અવિદ્યા માયાને વશ છે. જીવ તેને શ્રી

33 ગુરૂદ્વારા ઉપદેશની જરૂર છે ને શુદ્ધ સાત્વિ-
કીમાયાથી જે ઇશ્વર શુદ્ધ છે તેમને ગુરૂશા-
સ્ત્રાદિ ઉપદેશવિના મોક્ષરૂપજ છે. માટે શિ-
વં જે કલ્યાણરૂપ ઈશ્વર તેમને બોધની અ-
પેક્ષા નથી ।। ૨૯-૩૦-૩૧-૩૨।। मूल; जी-
वपणाने टालवा, प्रथम करे शुभकर्म; नित्य
नेम आचारने, पाले सदा स्वधर्म ॥ ३३ ॥
ટીકા-જીવપણું જે લક્ષ ચોરાશીમાં ફેરવનાર
છે તે જીવપણું એટલે જીવનાં જે લક્ષણ તેને
ટાળવાં. પ્રથમ શુભ કર્મ કરે. કર્મ બે પ્રકાર-
નાં છે. ૧. વિહીત, ૨. નિષિદ્ધ. તેમાં વિ- 33
હીત એટલે જે કરવાની વેદ શાસ્ત્રે આજ્ઞા

કરી છે તે કર્મ ચાર પ્રકારનાં છે. ૧ નિત્ય, ૨. નૈમિતિક, ૩. કામ્ય, ૪. પ્રાયશ્ચિત. નિત્ય એટલે પ્રાતઃકાલમાં નિત્ય સ્નાન સંધ્યા ગુરૂ ઈશ્વરની સ્તુતી, વંદન, દર્શન તથા ગીતાદિક પાઠના નીયમ તે. નૈમિતિક એટલે ગ્રહણમાં સ્નાન, દાન તથા ભગવતદર્શન, સ્મરણાદીક સદાચાર તથા શ્રાદ્ધમાં બ્રાહ્મણાદિ ભોજન તથા બ્રાહ્મણદ્વારા, પિત્ર પૂજન તથા અભ્યાગતને અન્ન આપવું તે. કામ્ય એટલે પુત્ર સ્ત્રી ધનાદિ ફળની ઈચ્છા કરીને જે પુત્રેષ્ટિ તથા સ્વર્ગને માટે અગ્નિષ્ટોમાદિ યજ્ઞ કરવા તે. પ્રાયશ્ચિત બે પ્રકારનાં છે. સાધારણ તથા અસા-

સિ૦ ધારણ. સાધારણ એટલે ઇશ્વર નામોચારણ તથા પ્ર૦
૩૪ ગંગા સ્નાનાદિ જ્ઞાત અજ્ઞાત પાપ નાશક.
અસાધારણ એટલે જ્ઞાત પાપને નિવૃતિ કર-
વાંના ઉપાયરૂપ ધર્મ શાસ્ત્ર જે જે વિધાન કર્યું
હોય તે જેમ બ્રહ્મહત્યાના પાપને નિવૃતિ કરવા-
માં અશ્વમેધ યજ્ઞાદિ તે. નિષેધ એટલે મદી-
રા, માંસ, લસન, ડુંગળી, જુગટું, વેશ્યા,
ચોરી, અફીણ, ગાંજો, ભાંગ, વિગેરે પરસ્ત્રી-
ગમનાદિ ગ્રહસ્થને અને ત્યાગીને સર્વ સ્ત્રી
માત્રનો ત્યાગ કરવો તે. વેદમાં કહ્યું છે તેન
કરવું તે નિષેધ કહીયે. જે કરવાની વેદ શાસ્ત્ર ૩૪
ના પાડી છે એ નિષેધ કર્મોને ત્યાગીને વિહિત

નિષ્કામ કર્મ કરવાં ॥ ૩૩ ॥ मूल; એમ क
र्मथी मेलनो, करी अंतरथी त्याग; पछी उ-
पासना आदरे, सहित परम अनुराग॥ ३४॥
जो कर्म करे सकाम ते, धरे अवतार अपार;
पुन्य पाप त्यां भोगवे, सुख दुःखरुप वि-
कार ॥ ३५ ॥ माटे कर्म सकामने, करे नहि
बुद्धिमान; निष्काम कर्मथी मेलने, हरे रहित
अभिमान ॥ ३६ ॥

ટીકા—એવી-રીતે નિષ્કામ કર્મથી અંતર
મેલ દૂર કરી ઉપાસનાનો આરંભ કરે. અ-
તી પ્રીતથી આદરે તે નહી કરતાં જો સકા-

સિ૦ મ કર્મ એટલે ફલની ઈચ્છાથી કરે તો, જે- પ્ર૦
નો પાર ન આવે એવી અસંખ્ય યોનીમાં
૩૫ ભટકે. ને જે શુભાશુભ કર્મ કર્યાં હોય તેનાં
ફલ સુખદુ:ખ ભોગવે પણ જન્મ મરણ મટે
નહિ. માટે બુધિમાન પુરૂષ નિરાભિમાની થઇ
નિષ્કામ કર્મ કરી અંતર મેલને ત્યાગે તો-
જ દુ:ખરૂપી અનંત યોનિનો પાર આવે;
નહિ તો સકામી થઇને અસંખ્ય યોનિમાં
અથડાયાં કરે તેટલા માટે શ્રી રવિરામ સ્વા-
મી કહે છે કે નિષ્કામ કમ પરિપકવ કરી
પછી ઉપાસનાનો આરંભ કરે ॥ ૩૪ ॥
॥ ૩૫ ॥ ૩૬ ॥ मूल; एटलुं करी उपासना, ૩૫

करे सगुण सुखरूप; रामकृष्ण अवतारने,
सेवे थइ तद्रूप ॥३७॥ ટીકા—એવી રીતે પ્રથમ નિષ્કામ શુભકર્મથી અંતઃકરણના મળ (પાપ) દોષને દૂર કરી પછી વિક્ષેપ જે ચંચલતા દોષને દૂર કરવા. પ્રથમ સગુણ ઉપાસના શ્રી રામકૃષ્ણ અવતારની અનન્યપણાથી એક ચિતે કરે એટલે સગુણ મૂર્તિનું ધ્યાન પ્રથમ ચરણથી આરંભી મસ્તક પર્યંત કરે ને તદ્રૂપ થઈ જાય. માનસી સેવા એટલે મનથી ૧ આવાહન, ૨ આસન, ૩ અર્ઘપાદ્ય (ચરણ પ્રક્ષાલન તથા ચંદન પુષ્પ વિગેરે ચડાવવું તે) ૪ આચમન, ૫ સ્નાન, ૬

સિ૦ વસ્ત્ર, ૭ ઉપવીત, ૮ પુષ્પ, ૯ સુગંધીવાળા પ- પ્ર૦
દાર્થ જેવા અગરબત્તિ, ધુપ દીપ વિગેરે. ૧૦ અલં
૩૬ કાર ધરાવવા તે, ૧૧ નૈવેદ્ય, ૧૨ તાંબુલ,
૧૩ પ્રદક્ષિણા કરવી, ૧૪ નમસ્કાર, ૧૫
સ્તુતિ, ૧૬ આરતી કરવી તે પછી વિસ-
ર્જન કરવું. ઉપર કહ્યા પ્રમાણે માનસિક
પુજા કરે. પણ પુજા સમયે મનના અંતર
શ્રી સગુણરૂપમાં તલ્લીન થઇ જાય. કહ્યું
છે કે देवोभूत्वा देवंयजेत् ॥ અર્થ દેવરૂપ
થઇને દેવને પુજે કામમાં વૃત્તિ જવા દેવી
નહી તે મૂર્તિરૂપ થઇ જવું, ત્યારે ધ્યાન ૩૬
કહેવાય. માટે પ્રથમ સગુણ ઉપાસના કરવી

જે મૂર્તિ ઉપર રૂચિ હોય તે મૂર્તિને અંતર-
માં સ્થાપન કરવી અથવા મૂર્તિમાન શ્રીગુરૂનું
ધ્યાન ધરવું એજ ઉત્તમ ઉપાસના છે. એ-
મ સગુણ ઉપાસનામાં ચિત્ત સ્થિર થયા
પછી નિર્ગુણ જે પરમાત્માનું નિરાકાર સ્વ-
રૂપ છે તેને સ્વ આત્માથી અભિન્નરૂપ ધા-
રીને તેમાં ચિત્તને તલ્લીન કરે. કૈવલ્યોપ-
નિષદમાં કહ્યું છે કે-हृत्पुंडरीकं विरजं विशु-
द्धं विचिंत्य मध्ये विशदं विशोकं-અર્થ -હૃ-
દયરૂપ કમલને રજોગુણ તમોગુણથી રહિત
શુદ્ધ કરીને તે -હૃદય કમલની મધ્યમાં ઉ-
જ્વલ દેદિપ્યમાન પ્રકાશ તથા શોક રહિ-

૩૭ ત એવા બ્રહ્મ સ્વરૂપનું સજાતીય વૃત્તિના પ્રવાહ રૂપ ચિંતન કરવું એટલાજ વાસ્તે શ્રીરવિરામ સ્વામીએ પ્રથમ કર્મ પછી ઉપાસનાનું વિવેચન કર્યું છે. મૂળ; **अेम सगुण सेवा करी, मूकी मननी तांण; उपासना निर्गुण करे, धरे ध्यान निर्वांण॥३८॥**

ટીકા–કેટલાક મનમુખી પુરૂષોના વચનનો પુર્વ ઉત્તર વિચાર નહિ કરતાં નાસ્તિકોના સંગથી મનની તાણ એટલે મત મતાંતરમાં જઈને દુરાગૃહથી ખેંચ તાણ કરી શબ્દનું તાત્પર્ય જોયા વિના વેદ શાસ્ત્ર વિ- ૩૭
હીત એવા કર્મ ઉપાસનાની નિંદા કરીને

કેવલ દુઃખનેજ એટલે લક્ષચોરાશીને ભોગ-
વે છે. માટે કોઈ દેવની તથા ધર્મ કરમ
ઉપાસનાની નિંદા ન કરવી એમ સંત પુ-
રૂષોએ દયા કરીને કહ્યું છે કે નિંદા કરવા
માં બહુ પાપ છે તેમાં પ્રમાણ. पापीनाम्
पापगणनामायःकरोतिनराधमः सत्यत्वे तुल्य
पापीस्यात् मिथ्यात्वेद्विगुणीभवेत् ॥ પાપી
પુરૂષોના પાપોની ગણના જે કરે છે તે
નિંદક પુરૂષ નરોમાં અધમ છે કેમકેજેની
નિંદા કરે છે તે સાચી હોયતો તે નિંદક પુરૂ
ષપણ તેવોજ પાપી થાય છે. ને જો નિંદા
ખોટી હોય તો ઉલટો નિંદક બમણો પાપી

સિ૦ થાય છે માટે વિવેકી પુરૂષોએ કોઇનિ નિંધા પ્ર૦
૩૮ ન કરતાં પોતાના દોષો ટાળવા વાસ્તે દૈવિ
સંપત્તિના ગુણો મૈત્રિ કરૂણાદિ તથા યમ
નિયમાદી ધારવાને જેમ શાસ્ત્રમાં વિધાન
કરયું હોય તેમ અનુક્રમે કર્મ તથા સગુણ
ઉપાસના તથા નિર્ગુણ ઉપાસનાને કરી મલ
વિક્ષેપ દોષ નિવૃત કરી પછી શુદ્ધ જ્ઞાનનો
પાત્ર થાય છે. જેમ વસ્ત્ર મેલુ હોય તો રં-
ગ લાગે નહી જ્યારે સાબુ વિગેરેથી સ્વચ્છ
કરીએ ત્યારે સુશોભિત રંગ લાગે તેમ જ્યાં
સુધી અંતઃકરણ મલ વિક્ષેપરૂપ દોષથી દુ-
ષિત છે ત્યાં સુધી શુદ્ધજ્ઞાનરૂપ રંગ લાગે- ૩૮

જ નહિ માટે સતપુરૂષો વારંવાર પોકારીને કહે છે કે પ્રથમ નિષ્કામ કર્મ પછી સગુણ ઉપાસના પછી નિર્ગુણ ઉપાસના, પછી શુદ્ધજ્ઞાન સંપાદન કરવું ॥ ૩૮ ॥ મલ; **रंविगीतामां ध्याननी, काहि रीत सुखरुप; गुरुगमथी जो गम लहे, तो पामे शुद्ध स्वरुप** ॥ ३९ ॥ ટીકા શ્રી રવિરામ સ્વામી કહે છે કે શ્રી ભગવતંગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રત્યે જે યોગ કહ્યો છે તે પ્રમાણે જાણીને શ્રી ગુરૂ મુખેથી વિધી પૂર્વક અભ્યાસ કરે તો નિશ્ચે શુદ્ધ સ્વરૂપને પામે. ઈદાની કાલમાં યોગના ગ્રંથો ઘણા છે પણ હઠ

સિ૦ યોગ ગુરૂ વિના કરવો તે દુર્ઘટ જાણી અત્રે લ- ૫૦
ખ્યો નથી. તે માટે જ્ઞાન યોગ લખ્યો છે. તે જ્ઞા-
૩૯ ન યોગ પણ ચિત વૃત્તિના નિરોધ રૂપે યોગનું
લક્ષણ ઘટે છે. પાતંજલ સૂત્રમાં કહ્યું છે કે
**योगाश्चित वृत्तिं निरोधः** તે ચિત્ત વૃત્તિનો નિ-
રોધ બે પ્રકારથી થાય છે. ૧ રાજયોગથી,
૨ હુઠયોગથી, તેમાં રાજયોગની રીતિ અ-
ત્રે લખીએ છીએ. પદ્માસનવાલી ધ્યાન મુ-
દ્રા તર્જની આંગલી અંગુઠાના મધ્યભા
ગમાં અડાડી રાખી બાકીની ત્રણે આંગલી-
ઓ લાંબી કરી રાખવી તેથી બંને હાથો
ઢીંચણુપર રાખી ઉત્તર તરફ મોહું કરી ૩૯

દૃષ્ટિ જમીનપર રાખવી. આ ભુચરિ મુદ્રા કહેવાય છે. આમાં પ્રથમ ધુમસ વિગેરે ધ્યાનના પ્રકરણમાં કહ્યા પ્રમાણે દરશાય છે. વળી ભ્રુ મધ્યમાં દૃષ્ટિ રાખી ધ્યાન કરવું તે ચાચરી મુદ્રા કહેવાય છે. ત્યાં પણ સૂર્ય ચંદ્રાદિ ધ્યાનના પ્રકરણમાં કહ્યા મુજબ દેખાય છે આમ થવા બાદ સુષુમ્ણા વાટે બ્રહ્મ રંધ્રમાં જવાય છે. એ ક્રિયાને ઉન્મુની મુદ્રા કહે છે. અજંપાથી પણ સ્વરૂપ પ્રાપ્તિ થતાં શાંતિ પ્રાપ્ત થાય છે તેનો વિધી આ પ્રમાણે છે. સિદ્ધાસન, પદ્માસન, કિંવા સ્વસ્તિકાસન કરીને ઉત્તર મુ-

સિ૦ ખે બેસવું પછી નાસિકાનાં છીદ્રથી બાહાર પ્ર૦
૪૦ બાર આંગલ છેટેથી ાાસોાાનો ઉચ્ચાર કરી
અપાન વાયુને અંદર -હૃદયાકાશમાં લાવવો
ને ત્યાંથી ાા હં ાા નો ઉચ્ચાર કરી પ્રાણ
વાયુને નાસીકાનાં છીદ્રની બાહાર બાર આં
ગલ લાવવો આમ વારંવાર કરવું અને બા-
હાર કિંવા હૃદયાકાશમાં જે જતા આવતા
પ્રાણાપાનની ગ્રંથી પડે છે તેમાં નજર રાખવી.
ત્યાં જે વિચિત્ર લીલાની ઉત્પતિ તથા નાશ
થાય તે જોયાં કરવી. ને જે લીલા ઉપજ્યા ૪૦
બાદ નાશ ન પામે તેમાં વૃત્તિઠરાવવી ( ચિ-

દાકાશમાં વૃત્તિ ઠરાવવી)પછી સ્વરૂપનું સાક્ષાતકારપણું કરી બ્રહ્માનંદનો અનુભવ કરવો. ઉપર લખેલા કેવલ રાજયોગથી થોડા શ્રમે મહાનફલની પ્રાપ્તિ થાય છે ॥ ૩૯ ॥

**मूल; ध्यान धरी अंतर ठरी, राखि निज पद आस; जीव शिव एकता विषे, हृदय धरे हुल्लास ॥ ४० ॥** ટીકા-ઉપર કહી આવ્યા પ્રમાણે નિરગુણ સગુણ ધ્યાન ધરી અંતરમાં ઠરી કહેતાં શાંત થઇ પછી શ્રી ગુરૂ કૃપાથી ધ્યાન પ્રતાપે વિચાર ઉત્પન્ન થાય કે જેનું ધ્યાન ધરૂં છું તે મારાથી જુદો છે કે તેજ હું છે એમ નિજપદ કહીયે શુ

સિ૦ દ્ધ સ્વરૂપમાં ઇચ્છા રાખે ને જીવ શિવની ૫૦
એકતામાં જે સંશય છે તે શ્રી ગુરૂ મુખે-
૪૧ થી નિવૃત કરીને -હૃદયમાં આનંદ પામે
છે ॥ ૪૦ ॥ मूल; महा वाक्य जे वेदनुं, गु
रु मुख करे विचारं; शुद्ध वस्तु धारण करे,
माया तजे असार ॥ ४१ ॥ तत्वमासि महा
वाकयनो,ज्यारे समजे भेद; भाग त्याग ल-
क्षणावडे, करे भेद भ्रम छेद ॥ ટીકા વેદનાં
જે ચાર મહા વાકય તેમાં ૧ ઋગવેદનું
પ્રજ્ઞાનમાનંદબ્રહ્મ.૨ યજુર્વેદનું અહં બ્રહ્માસ્મિ.
૩ સામવેદનું તત્વમસિ. ૪ અથરવેદનું અયં ૪૧

આત્માબ્રહ્મ. અર્થ. પ્રજ્ઞાન કહીયે ત્વંપદાર્થ જીવા ત્માબ્રહ્મ કહીયે તત્પદ ઈશ્વરછે. ૧. અહું કહીયે જીવાત્મા હું, બ્રહ્મ કહીયે ઈશ્વર રૂપછું. ૨. તત્ નામ જે ઈશ્વર તે તત્વમસિ એટલે તુંછે. ૩. અયં કહીયે અપરોક્ષ આત્મા એટલે જીવાત્મા, બ્રહ્મ કહીયે પરમાત્મા રૂપછે. ૪. અહીયાં લક્ષણા ત્રણ પ્રકારની છે. ૧ જહત્ લક્ષણા. ૨ અજહત્ લક્ષણા. ૩ જહદા જહદલક્ષણા. તે મધે જહંત્ કહીએ વાચ્ય અર્થ સમગ્રને ત્યાગીને વાચ્યના સંબંધીનું ગ્રહણ થાય તે. જેમ. **गंगायां घोष**, તેમાં ગંગાપદનો અર્થ દેવ નદીનો પ્રવાહ રૂપ વાચ્ય અર્થ, તેમાં

સિ૦ **ગાયોનો વાડો** સંભવે નહી તેનો ત્યાગ ક- પ્ર૦
રીને એ વાચ્યનો સંબંધી જે તીર તે ઉપર
૪૨ ઘોષ છે. ૧.અજહત્ કહીયે વાચ્ય અર્થ સહિત
વાચ્યના સંબંધી અધીક અર્થનું ગ્રહણ થા-
ય તે. જેમ **शोणोधावंति.** તેમાં શોણપદનો
વાચ્ય અર્થ લાલ રંગ તેમાં ધાવન ઘટે નહી
માટે લાલ ગુણવાલા અશ્વાદિ ગુણી રૂપ અ-
ધિક અર્થનું ગ્રહણ તે ૨.આ બંને લક્ષણાઓ
મહા વાકયના અર્થમાં ઉપયોગી નથી માટે
બંનેને મૂકીને ત્રીજી ભાગ ત્યાગ લક્ષણા
કહેતાં ભાગ કહીયે. શકયાર્થના એક દેશને ૪૨
ત્યાગ કરીને એક ભાગનું ગ્રહણ કરવું જેમ

**સોઽયંદેવ દત્તઃ** તેમાં સોપદનો અર્થ અતીતકાલ. કાશી આદિ દેશાંતર સહિત દેવદત્તનું શરીર અને અયંપદનો અર્થ વર્તમાન કાલ સમીપ વર્તિ દેશ સહિત દેવદત્તનું સરીર. તે બંને પદોની એકતા એટલે સોના અર્થમાંથી તે દેશકાલના સંબંધને મૂકીને કેવલ દેવ દતનું શરીર માત્ર એ સોપદનો લક્ષ્યાર્થ તેમ્ અયંના અર્થમાંથી વર્તમાનકાલ તથા સમીપ દેશના સંબંધને ત્યાગીને કેવલ દેવ દત્તનું સરીર માત્ર કાશીમાં હતું તેજ આછે તેમ જીવાત્મા કહીયે વ્યષ્ટિ અવિદ્યા અથવા અંતઃકરણ વિશિષ્ટ ચેતન તથા

અલ્પજ્ઞ પરિછિન્નાદિ ધર્મવાળો એ વાચ્ય અર્થ છે તેમાંથી ભાગ ત્યાગ કહીએ ઉપાધિ અવિદ્યાદિ તથા તત્કૃત ધર્મોનો ત્યાગ કરીને કેવલ સાક્ષી રૂપ લક્ષ્ય ચેતન માત્રનું ગ્રહણ તેમ તત્પદાર્થ ઇશ્વર કહીએ. માયા ઉપાધિ તથા માયા કૃત સર્વજ્ઞતાદિક જે ધર્મો વિશિષ્ટ ચેતન ઇશ્વર તેમાંથી ઉપાધિ માયા ભાગ તથા માયા કૃત ધર્મોનો ત્યાગ કરીને કેવલ માયાનો અધિષ્ઠાન ચેતન લક્ષ્યાર્થ તેનું ગ્રહણ એ રીતે ચારે મહા વાક્યોમાં ભાગ ત્યાગ લક્ષણાવડે જીવ ઈશ્વરનું લક્ષ્ય સ્વરૂપ એક જાણવું એમ શ્રી ગુરૂદ્વારા વિચાર કરે

ત્યારે શુદ્ધ સાક્ષી સ્વરૂપ જીવના લક્ષ્યને તથા ઈશ્વરના લક્ષને પરમાત્મા રૂપ જાણે ત્યારે અસાર જે અવિદ્યા તથા માયા ઉપાપાધિનો તથા ભેદ ભ્રમ છેદ કહેતાં દ્વૈતપણું તેનો છેદ એટલે નાશ થાય છે. માટે ગુરૂદ્વારા સાક્ષાતકાર કરે. ઉપર લખેલા ચાર વેદના ચાર મહા વાકયનું ગુરૂ મુખે ભાગ ત્યાગ ( જહદ્દા જહદ ) લક્ષણાથી ભ્રાંતી રૂપ જે ભેદ તેને છેદી શુદ્ધ સ્વરૂપને જાણી અસાર જે માયાનો ત્યાગ કરે ।। ૪૧।।

૪૨ ।। मूल; उपाधीना भेदथी, जीव शिवनो भेद; टले उपाधी एक रवि, कहे पोकारी

वेद ॥ ४३ ॥ ટીકા—તામસ મલિન ઉપાધી-
થી જીવપણું સાત્વિકી માયા ઉપાધીથી શિ-
વપણું બેઉ ઉપાધિ ગુરૂદ્વારા દૂર કરે તો શ્રી
રવિરામ સ્વામી કહે છે કે જીવ ઇશ્વરનું લ-
ક્ષ્ય સ્વરૂપ એકજ છે એમ વેદ પોકાર કરી
કહે છે ॥ ૪૩ ॥ मूल; पिंड ब्रह्मांडे एक
छे, दशोदिशा भरपुर; कोइ ठाम ठालो नहि,
सघले हालहजूर ॥ ४४ ॥ अेम विचारी आ-
पमां, भाळ ब्रह्म स्वरूप; अखंड अरुप आ-
त्मा, ते पोते तद्रुप ॥ ४५ ॥ जो सघगे सु
भर भर्यो, पुर्ण ब्रह्म प्रकाश; तो पोतामां के-

म नाहि, एम करे अज्ञता नाश ॥ ४६ ॥
जो पोतामां ब्रह्म छे, तो पोते ते रूप; अम जा-
णी गुरु ज्ञानथी पामे सत्य स्वरूप ॥ ४७ ॥

ટીકા—જે બ્રહ્મ એકજ સઘલે દશોદિશામાં ભરપુર છે તેના વિના કોઇ પણ ઠામ ઠાલો નથીજ. પિંડમાં તેમજ બ્રહ્માંડમાં ભરપુર હાલ હુજુર કહેતાં પોતા પાસેજ છે ત્યારે શ્રી ગુરૂ કૃપાથી અનુભવ કરવો જોઇએ કે જો સચરાચર જે સ્વરૂપ છે તો તે મારામાં પણ તે હોવો જોઇએજ એમ વિચારી અજ્ઞતા જે અજ્ઞાનપણું તે દૂર કરવું જોઇએ. તેમ જો તે સ્વરૂપ પોતેજ

સો૦ બ્રહ્મ સ્વરૂપ સાક્ષાત્કાર થયો તેમાં સંશય પ્ર૦
૪૫ નહિ ॥ ૪૪ ॥ ૪૫ ॥ ૪૬ ॥ ૪૭ ॥
मूल; उपाधि जीव शिवनी, ज्यारे थाय नाश; त्यारे सघले ब्रह्ममय, दरशे परम प्रकाश ॥ ४८ ॥ ब्रह्म इच्छे तो ब्रह्म थइ, काप्यां सर्वे कर्म; जीव शिवना रुपनो जाण्यो सघलो मर्म ॥ ४९ ॥ ટીકા એવી રીતે જીવ શિવની ઉપાધીથી દૂર થયો એટલે ઉપાધિ નાશ પામી ત્યારે સઘલે બ્રહ્મમય કહેતાં યાવત્ દૃષ્ટિગોચર વસ્તુને પોતાનું બ્રહ્મ ૪૫
સ્વરૂપ પરમ પ્રકાશ કહેતાં જ્ઞાન રૂપ પ્રકાશ

થી શુદ્ધ સ્વરૂપ જાણ્યું તેમજ પ્રથમ પોતે
બ્રહ્મને પામવા ઇચ્છા કરતો હતો તેજ
પોતે સ્વરૂપાકાર થયો તથા સર્વ શુભાશુભ
કર્મને કાપી જીવ શિવનો મરમ કહેતાં લ-
ક્ષ્યરૂપ સાર અર્થ જાણ્યો એટલે સાક્ષાત્કાર
અપરોક્ષ અસંભાવના ( જીવ બ્રહ્મનો ભેદ
છે કે અભેદ એવો જે સંશય તેનું નામ અ-
સંભાવના ) દેહાદિક જગત સત્ય છે ને
હું પરમાત્માથી જુદો છું એવી જે ભ્રાંતી
તે વિપરીત ભાવનાથી તથા વિપરીત ભાવ-
ના રહિત નિશ્ચય કર્યો. ॥ ૪૮ ॥ ૪૯॥
मूल; उपाधि जीव शिवथी, व्यातिरेकपद नि

સિ૦ ष्काम; अविनाशि अखंड सदा, निरालंब नि પ્ર૦
૪૬ जधाम ॥ ५० ॥ रविदास नीजरूपनो, पूर्ण
थयो प्रकाश; भेद मटयो जीव शिवनो, थ-
यो कर्मनो नाश ॥ ५१ ॥ ટીકા મલીન અ-
વિદ્યાને શુદ્ધ માયાના યોગથી જીવ શિવ-
થી વ્યતિરેક કહેતાં જે જુદું શુદ્ધ સ્વરૂપ
નિર્વાણપદ જે મોક્ષપદ કામનાથી રહિત
અવિનાશી અખંડ આધાર રહીત નિજ-
ધામ કહેતાં સ્વધામ જે પ્રકાશરૂપ પા-
મી દ્વૈતપણું અંધારૂ નિવૃત થયું એટલે અ
દ્વૈતપદમાં લીન થતાં કર્મ માત્ર જ્ઞાનના યો- ૪૬
ગથી નાશ થઇ કેવલ શુદ્ધ અદ્વૈત સ્વરૂપ

થયો એટલે તે પુરૂષને કંઈ પણ કરમ ક-
રવાં રેહેતાં નથી ॥ ૫૦ ॥ ૫૧ ॥ ઉપર
કહ્યા પ્રમાણે કર્મ ઉપાસના સંયુક્ત જ્ઞાન
પામ્યા વિનાજ થોડી થોડી અહિંથી તહિ-
થી વેદાંતની વાર્તા સાંભળીને નાસ્તિક લો-
કો વૃથા કરમથી ભ્રષ્ટ થઇને કહે છે કે
કરમ કરવાથી શું થાય પણ સાંગોપાંગ વિ-
ધિ પુર્વક કરમ ઉપાસના કરી શુદ્ધ સ્વરૂપ
થઇ પછી કર્મ. કરે અથવા ન કરે તો બાધ
નહિ તે વિષે. मूल; योग योगनुं काम शुं, शुं
करवा छे वेद; ज्यारे शुद्ध स्वरुपमां, शम्या
सकल भ्रम भेद ॥ ५२ ॥ जपतप तीर्थ ने-

સિ૦ म यज्ञ, शुं करवानुं काम; वेद विधी आचार ૫૦
૪૭ ते सर्वे पाड्युं ठाम ॥ ५१ ॥ हर्ष शोक तृ-
ष्णा मटी, मटया वाद विवाद; हुं मारुं ममता
मटी, सत्गुरूनें प्रसाद ॥ ५४ ॥ रवि क्रिया
जे देहनी, सरवे मेली पार; शुद्ध स्वरूप
साक्षी थयो, भास्यो ब्रह्माकार ॥ ५५ ॥
ટીકા જ્યારે પોતે શુદ્ધ સ્વરૂપ થયો ને દે-
હની ક્રિયા કરવા પણ શક્તિમાન નથી તેવા
અપરોક્ષ જ્ઞાની કહેતાં સાક્ષાતકાર થયેલા
પુરૂષને પછી યોગ યજ્ઞ વેદવિધિ શુભા શુ-
ભ કર્મ વિગેરે કંઈ પણ કર્તવ્ય માત્ર રહ્યા ૪૭

જ નહિ તે તો પોતાના શુદ્ધ સ્વરૂપમાં તલ્લીન થઇ રહ્યા છે જેની ભ્રાંતિ માત્ર છેદાઈ ગઈ છે તેવા આત્મવિત્‌ને જપતપ તીર્થ વૃત આચાર નિયમ યોગ યાગ વિધિ નિષેધ સર્વે સ્વ સ્વરૂપમાં સમાવ્યું છે તેજ આત્મ વિત્‌ને શ્રી વેદ ગુરૂ ઈશ્વરની કૃપાથી હર્ષ શોક તૃષ્ણા વાદ વિવાદ હું મારૂં મમતા અહંતા સર્વે શાંત થઇ છે. તેવા પુરૂષને શ્રી રવિરામ સ્વામી કહેછે કે કિંચિત્‌ માત્ર કર્તવ્ય રહ્યુંજ નથી. પોતે સ્વરૂપમાં તલ્લીન થયોને પોતાની દેહ સુધીની ક્રિયાનું ભાન નથી તો વેદ વિધિ તે કોણ કરે ? સાક્ષાત

સ્વરૂપનો બોધ થયેલા પુરૂષને કાંઇ વિધિ
સિ૦ નિષેધની આજ્ઞાજ નથી પણ ઉપર કહેલા પ્ર૦
૪૮ પદને પામ્યાજ વિનાજ વૃથા બ્રહ્મજ્ઞાનની
વાંતો કરે અને અંતરમાં અનેક પ્રકારની
ઉપાધિને વિવિધ પ્રકારના ઘાટ ઘડયા કરેછે
ને અલ્પ વસ્તુની હાણુથી ચિત્ત ભ્રમિત થઇ
જાયછે. તુચ્છ લાભથી આનંદ માનનારા કો-
ડીના લોભથી ગુરૂ બ્રાહ્મણ સંતની ઘાત કર-
તા ડરતા નથી ને વાતો કરે ત્યારે તો સાક્ષા-
ત બ્રહ્મ જ્ઞાની થઇ જાયછે પણ પૂર્વે કહ્યા પ્ર-
માણે જયારે બ્રહ્મજ્ઞાનની દશા આવે. અને
અંતરમાંથી ઉપર લખેલા વિકાર માત્ર ના- ૪૮

શ થઇ જાય તે પુરૂષને કાંઈ કર્તવ્ય નથી.
તે દશા જ્યાં સુધી પ્રાપ્ત થઇ નથી ત્યાં સુધી
વેદ વિધી અવશ્ય કર્તવ્ય છે. તે વિશે આ-
ગળ કહેવાશે ॥ ૫૨ ॥ ૫૩ ॥ ૫૪ ॥ ૫૫॥
मूल; ज्यारे सातमी भुमिका, पाम्यो गुरु प्र-
ताप; त्यारे कर्म उपासना, मटी वेदनी वात
॥ ५६ ॥ ज्यां सुधी नथी पामीयो, पूर्ण पद-
ने आप; त्यां सुधी करवां पडे, कर्म धर्म वि
धी जाप ॥ ५७ ॥ ज्यां सुधि वहेवारमां, करे
शुभाशुभ कर्म; त्यां सुधि विधि वेदनी, पाळे
पूर्ण धर्म ॥ ५८ ॥ नीति सहित वहेवारमां,

સિ૦ करे जगत्नां काम; वेद विधियुत आचरे, तो ૫૦
૪૯ रीजे श्री राम ॥ ५९॥ रामगुरु रीज्या विना,
मळे न आत्मज्ञान; रविदास पद तो मले, जो
सेवे संत सुजाण ॥ ६० ॥ ટીકા. જ્યાં સુધી
સાતમી ભુમિકાનું જ્ઞાન થયું નથી એટલે
પ્રથમ. ૧ શુભ ઇચ્છા. ૨ સુવિચારણા. ૩
તનુમાનસા. ૪. સત્વાપતિ. ૫. અસંશકિત.
૬. પદાર્થાભાવિની. ૭. તુરીયા. અર્થ—પૂર્વના
પુન્યથી વિષયમાં દોષ બુદ્ધિને ગુરૂ સત્શા-
સ્ત્ર તીર્થમાં પ્રીતિ ને શ્રવણ મનનમાં તત્પ-
રતા. પરમેશ્વર વિના અન્ય પદાર્થમાં અરૂ- ૪૯

ચિ. ભગવદ્ ગુણગાતાં પુલકિત હૃદય, દિન
દિનમાં અધિક સુહેત વૃદ્ધિ પામે છે ॥૧॥
બીજી વિચારણા ભુમિકામાં એકાંતમાં બેશી
વિચાર કરે કે હું કોણ છું ને આ સંસાર
શું છે એવો સાર અસારનો વિચાર કરવો
॥ ૨ ॥ તનુમાનસા કહિએ બહાર તથા
અંતર વિષયોથી ચિત્તનો નિરોધ કરીને
નિરંતર બ્રહ્મરૂપ ધ્યેય સ્વરૂપમાં સજાતિય વૃ-
ત્તિની સ્થિતીરૂપ મનની સૂક્ષ્મરૂપતા તનુ-
માનસા શબ્દનો અર્થ છે ॥ ૩ ॥ ચતુર્થી
ભુમિકા પૂર્વે કહ્યા પ્રમાણે બ્રહ્મચિંતનરૂપ નિ-
દિધ્યાસન કરવાથી પ્રગટ થયું. સંશય વિ-

સિ૦ પર્યંય રહિત તત્વજ્ઞાન તે જ્ઞાનવડે કરીને પ્ર૦
આત્મામાં નામરૂપાત્મક દેહાદિક સર્વ જગ-
૫૦ ત મિથ્યારૂપ પ્રતીતિ થાયછે. જેમ સમુદ્રમાં
ફેણુ ૯દ બુદા તરંગ મિથ્યારૂપ પ્રતીતિ થા-
ય છે ॥ ૪ ॥ પંચમી અસંશકિત કહેતાં
ચતુર્થી ભુમિકામાં નિશ્ચય કર્યું. સર્વથી અસં-
ગ અભિન્નરૂપ બ્રહ્મસ્વરૂપ છે, તે બ્રહ્મ-
સ્વરૂપ છે તે બ્રહ્મસ્વરૂપમાં અધિક અભ્યાસ
કરવાથી દેહાભિમાન નિવૃત્તિ થાય છે.
જેમ અન્ય શરીરની પ્રતીતિ થાય છે તેમ
સ્વ શરીરમાં અહંતા મમતા રહિત થવું તે
॥ ૫ ॥ પદાર્થાભાવિની કહીયે. જેમ સુવર્ણ- ૫૦

ના જાતા પુરૂષને કટક કુંડલાદિ ભુષણો વિ-
દ્યમાન હોય છે તો પણ સર્વે સુવર્ણરૂપજ પ્રતી
તિ થાય છે તેમ દેહથી લઈને બુદ્ધિ પર્યંત
જે પદાર્થ કહેવાય છે તે સર્વે પદાર્થનો અ-
હીયે. અધિષ્ઠાન બ્રહ્મરૂપથી પ્રતીતિ થા-
ય છે ॥ ૬ ॥ તુરીયા સપ્તમી ભુમિકામાં
હું પ્રમાતા તું કહેતાં પ્રમેય
ને વિષય કરનાર જે પ્રમાણ એ ત્રિપુટી
રૂપ દ્વૈતની જેમ ચતુરથી પંચમી ભુમકા-
માં ભાવરૂપ કરીને પ્રતીતિ થાય છે તેમ તુ
રીયામાં પ્રતીતિ થાય નહી. જેમ અભાવરૂપે
કરીને સુષુપ્તિ ભુમિકામાં દ્વૈત પ્રતિતી થાય છે

સિ૦ તેમ પણ પ્રતિતી થાય નહી. ભાવાભાવથી ર- પ્ર૦
હિત મનવાણીથી અગમ્ય જે બ્રહ્મસ્વરૂપ છે
પર તે બ્રહ્મરૂપે યોગી સ્થિત રહે છે. ॥ ૭ ॥
તે ભુમિકાને પ્રાપ્ત અનુક્રમે થયો નથી ત્યાં
સુધી યથા વેદ વિધિ કર્મ કરવાં ને શ્રી ગુરૂ
કૃપાથી અનુક્રમે પ્રથમ બીજી ત્રીજી ચોથી
એમ સાતમી ભુમિકાને પોહોચ્યો કે તે પુ-
રૂષને કિંચિત્ માત્ર કર્તવ્ય છેજ નહી. ક-
ર્મ ઉપાસના વેદ વિધી તેને નથી પણ
જ્યાં સુધી પુર્ણ પદ જે સ્વરૂપને યથાર્થ ન-
થી પામ્યો ત્યાં સુધી અવશ્ય કર્મ ધર્મ ગુ-
રૂ મંત્ર રામ મંત્રાદિ જાપ અવશ્ય કર્તવ્ય પા૦

છે. તેમજ જયાં સુધી વેહેવારમાં પુરૂષ છે ને તે વ્યવહારીક કામકાજ કરે છે ત્યાં સુધો કર્મ ધર્મ વેદ વિધિ કરવાની છે. ને પોતાના ઘરના તથા દેહના વેહેવારની શુદ્ધિ નથી ને માત્ર સ્વ સ્વરૂપમાં તલ્લીન છે તેને તો કર્તવ્ય નથી માટે શ્રી રવિરામ સ્વામી કહે છે કે જગતમાં પુરૂષે રહીને નિતિવાન થઈને એટલે સ્વપત્ની સાથે રૂતુમાં ગમન અને પરસ્ત્રી માતા પુત્રી બેન તુલ્ય જાણવી. પર દ્રવ્ય પથ્થર તુલ્ય જાણી કોઇની જુઠી સાક્ષી ન પુરવી, લાંચ ન લેવી, જુઠું ન બોલવું, રાગદ્વેષ ન કરવો. તેમજ સ્ત્રી-

સિ૦ યોએ સ્વપતિ વિના પર પુરૂષને પિતા, પુ- પ્ર૦
૫૨ ત્ર, ભાઈ તુલ્ય જાણી એક મને પતીનેજ ઇશ્વર જાણવા તેમજ પુરૂષે, એક ગુરૂનેજ ઇશ્વર જાણી સેવવા, એવી રીતે વ્યવહારમાં નીતીથી વરતે ને વેદ વિધિ પુર્વક શુભ ક્રીયા કરે તો અવશ્ય રામ જે પરમાત્મા તે પ્રસન્ન થાય છે અને રામ તથા શ્રી ગુરૂ પ્રસન્ન થયા વિના કોટી કલ્પ સુધી આત્મજ્ઞાન પામેજ નહિ માટે શ્રી રવિરામ સ્વામી કહે છે કે આત્મજ્ઞાની સંત માહાત્મા જેનાં લક્ષણ આગલ કહેવાશે એવા જે સુજન કહેતાં અતિ વિવેકી સંતને સેવ્યા ૫૨

વિના નિજપદ દુર્લભ છે. તેમ નહિ સમ-
જતાં વાચિક જ્ઞાની એકદમ કરમ ઉપાસના
ત્યાગી શિષ્યનોદર પરાયણ થઈ નિજપદ-
થી પતિત થાય છે ને લક્ષ ચોરાશી યોનિ-
માં અસંખ્ય યુગ સુધી અથડાય છે. તેટલા
માટે માહાત્મા પુરૂષોએ કૃપા કરીને મોક્ષ
માર્ગ દરસાવ્યો છે ॥ ૬૦ ॥ નાસ્તિક-સ્વા-
ર્થિ કલયુગી ભકતો વિષે. मूळ; सतगुरुने कपट-
थी, सेवे लेवा ज्ञान; रविदास ए मुढमति, पा-
मे नरक निदान ॥ ६१ ॥ नरके पडवानां क-
रे, कुडां जगमां काम; भक्त भेख उपर धरे, अं-
तर अवगुण धाम ॥ ६२ ॥ वेद पंथमां चालवुं,

સિ૦ ए छे अघरी वात; तेथी निंदा आदरे, मुरख ૫૦
૫૩ मूढ कुजात ॥ ६३ ॥ रविदास विधि वेदनी,
समजे नहिं गमार; मुजाइने मत करे, जावा
जमने द्वार ॥ ६४ ॥ सुतावित दारा देहमां,
ज्यां सुधी छे भाव; त्यां सुधी विधी कर्ममां,
करे नही अणभाव ॥ ६५ ॥ देह तणुं पोषण
करे, पोषे पुत्र परिवार; वेद कर्मने निंदतां, ला-
जे नहिं लगार ॥ ६६ ॥ दुष्ट कर्म करवा
विषे, जलदि थाय तैयार; शुभ मार्गमां चाल-
तां, आलस करे अपार ॥ ६७ ॥ सुराघरना ૫૩

काममां, कुडां करवा कर्म; पाप पोटलां बां-
धवा, करे अपार अधर्म ॥ ६८ ॥ रविवेदना
भेदनी, समजण अघरी रीत; ते करवा समर्थ
नही, पछी निंदा करे अनीत ॥ ६९ ॥ रवि-
दास नीति वचन, अवलां माने चोर; मतवा-
दि ते वेदने, माने नाहि नठोर ॥ ७० ॥
टीका. रविराम स्वागी कहे छे के स्वार्थि भ-
कत सारा सारा महात्मा साधुनी सेवा क-
पट राखीने करे छे केमके जगतना लोको
जाणे के अमुक भकत संत सेवा करे छे.
पण आतो कपटी भकत पोतानी मतल

સિ૦ સાચવા સાધુ પુરૂષો પાસેથી જ્ઞાન ભકિત પ્ર૦
વિગેરે શિખી લઈ બીજા જગતના લોકોને
૫૪ તથા ગરિબ અભ્યાગતોને પુછી તેઓ-
ને ગભરાવીને કહે કે તમે સાધુ શું
સમજો છો. સાધુનાં કેવાં લક્ષણ છે. વલી
બ્રાહ્મણ કોને કહીએ. બ્રાહ્મણનું શું કર્મ છે એ-
મ લોકોને ગભરાવવા સારૂ વિદ્વાન સાધુની
સેવા કરી કપટથી પ્રશ્નોતર શિખીને સાધા-
રણ સાધુ બ્રાહ્મણને દુઃખ આપી પોતે મોટો
સિદ્ધ થઇ પુજાવાની ઇચ્છાથી સ્વાર્થથી સેવા
કરે છે અને જે સતગુરૂને કપટથી સેવે છે
તે અંતરમાંથી વિકાર તજતો નથી એવો જે ૫૪

મૂઢમતિ વંચક ભકત તેનાતો અવશ્ય જમરાજા સર્વ પ્રકારે ભુંડા હાલ કરીને અવશ્ય ઘોર નરકનેજ પ્રાપ્ત કરે છે એવા વંચક ભકત કુડાં કામ નરકે જવા કરે છે. અંતરમાં સત્યતાથી નહિં વર્તતાં અવગુણ ધારે છે અને વેદની નીંદા કરે છે. કારણ કે વેદ વિધિ પ્રમાણે જે વર્તવું તેતો અઘરૂં છે તેમાં આલસવા નજર પહોંચે નહિ તેથી બીજાં ભોળા લોકોને સમજાવે કે વેદમાં કશું નથી. પાંચ: એ થોથાં, ડાચાં એ સાચાં અંગ નિંદા કરનાર કુજાત એટલે નિચજાતી જેને વેદનો અધિકાર નથી તેમ વેદનું રહ-

 સ્ય સમજતો નથી તેવા હલકી જાતના વેદની 
નિંદા કરે છે. ને કદાપી ઉંચજાત થઇને વે-
 દની નિંદા કરે તો તેમાં પણ નિચજાતીનો
અવશ્ય અંશ હોવો જોઇએ. શ્રી રવિરામ
સ્વામી કહે છે કે હલકી જાતના હલકા સ્વ-
ભાવના માણસો ગમાર બુદ્ધિ વેદ વિધિમાં
વર્તવા અશકિતમાન માત્ર જમરાજાને દ્વા-
ર જવાને સાક્ષાત્ શ્રી પરમાત્માના સ્વ-
રૂપ વેદની નિંદા કરે છે, તેથી જમના
દંડ પાત્રજ છે. માટે વિવેકી પુરૂષે આટલું
તો અવશ્ય સમજવું જોઈએ કે જયાં સુધી
પુત્ર સ્ત્રી દ્રવ્યાદિ દેહમાં પ્રીતિ છે ત્યાં સુધી 

અવશ્ય વેદ વિધિ કર્મ કર્તવ્ય છે, જ્યારે જ્ઞાન દ્વારા સાતમી ભુમિકાને પ્રાપ્ત થાય ત્યારે તો શાસ્ત્રને સતપુરૂષો પણ તેને કર્તવ્યની ના પાડે છે. પણ પોતાના દેહને પુષ્ટ કરવાના સાધનમાં તેમ સ્ત્રીપુત્ર પરિવાર વિગેરેમાં તો અત્યંત આનંદ ભેર પૂર્ણ ઉચ્છાહુથી પોષાણ કરવામાં તત્પર રહે છે. ને વેદ વિધિ કર્મને નિંદતાં ગમારને લાજ નથી આવતી કે હું સંસારમાં નખથી શિખા પર્યંત ડુબી રહ્યો છું ને શુભ કર્મમાં આળસુ છું. પોતાની મતલબ સારૂ કંઇ દુષ્ટ કર્મ કરતાં વિલંબ કરતો નથી. ને જ્યારે શુભ-

સિ૦ માર્ગમાં ચાલવું પડે ત્યારે કહેશે એતો કાંઈ પ્ર૦
નહિ.**સ્વાર્થે દોષો નાસ્તિ** અરે ત્રાહ્ય ત્રાહ્યરે
૫૬ કેટલી બધી ભૂલ ભરેલી વાત છે–તે વિવેકી
વીચારશેજ, ઘર કુંટુંબ વિગેરેનાં કામ ક-
રવાં તે તો એકદમ શુરાપણાથી કરે ને પાપ-
રૂપી પોટલાં બાંધવા અપાર અધર્મ કરે.
પછી જે કુટુંબી સારૂ પાપની ગાંસડી બાં-
ધી છે, તેતો કોઇ અંતે સહાય કરનાર નથી.
એ કરનારજ ભોગવશે. એ અજ્ઞાની દુષ્ટ ક-
ર્મ કરતાં વિચારે નહિ ને ઉલટો જે વેદ
વિધિથી ચાલે છે તેને નિંદે છે ને તેને કંટક
ગણે છે તો તે દુષ્ટમતિ જમદ્વારનોજ અધિકારી ૫૬

છે. શ્રી રવિરામ સ્વામી કેહે છે કે વેદ માર્ગ-
માં ચાલવું એતો અઘરૂ છે, તે કરવાની સ-
ત્તા નથી. તો પછી નઠોર કલજુગી કપટી
વેદની નિંદા કરે છે. જેમ કોઇ જગતમાં
ઉત્તમ પુરૂષ ઉત્તમ પ્રકારનાં કાર્ય કરે ત્યારે
દ્વેષી ઇર્ષાવાળા પ્રાણી તેના શુભ કાર્યમાં દુ-
ષણ આરોપણ કરે છે. કેમકે પોતે કરવા
શક્તિમાન નથી તો તેના ગુણમાં દોષારો-
પણ કરે એટલે બીજા વિવેકી તેનેજ દુષ્ટ
જાણે. અર્થાત્ શુભ કર્મતો કરવાં કઠણ છે, તે
ન બને ત્યારે તેની નિંદા કરે એવી ખળ પુ-
રૂષોની રીત છે. પોતે કરવા સમર્થ નહિ પ-

૧૦ છી અનીતિવાન નીતિવાનની નિંદા કરે છે. ૫૦
૭ તેમજ શ્રીરવિરામ સ્વામી કહે છે કે નીતિ-
નાં વચન ચોર લોકોને સારાં લાગેજ નહી.
તેતો અવળાંજ માને જેમ નીતિવાન રાજા
અન્યાયિ દુષ્ટ જેવાકે જુગારી, ગંઠીછોડા,
ઠગારા વિગેરેને સારો લાગેજ નહી કેમકે
તેના કાર્યને હાનિકારક છે. તેમજ નીતિ શા-
સ્ત્ર વેદવિધિ તે વંચક મતવાદિ લોકોને કેમ
અનુકૂલ આવે ? નજ આવે. પછી મતવાદિ પો-
તાનો મત સિદ્ધ કરવા વેદ મર્યાદા તથા બી-
જા ધર્મશાસ્ત્રો વિગેરેને ઘસારો આપે છે. જેમ ૫૭
વ્યભિચારિણી સ્ત્રી પતિવ્રતાની નિંદા કરે છે,

તેમજ મતવાદિ પાખંડી પોતાનો મત ચ-
લાવવાને જગતને ભોળવવા સનાતન ધર્મને
ખંડન કરે છે, જેમ સજીવન નદીને કાંઠે
કુવો ખોદાવે તેમજ પોતેતો જાગતો ઉંઘે છે
ને બીજાને જમદ્વારે લઇ જાય છે. માટે વિ-
વેકી પુરૂષોએ અનુમાન કરવું કે જે અના-
દિ સ્વધર્મ છે એજ સત્ય છે. ને પાખંડી પ્ર-
પંચી ત્યાગ કરવાના છે એટલા માટે મ-
હાત્મા પુરૂષો વારંવાર દયાથીજ કહિ છે તેને
પુનરૂક્તિ જાણવી નહિ એતો સત પુરૂષોની દયાજ
છે ॥ ૬૧ ૬૨ ૬૩ ૬૪ ૬૫ ૬૬ ૬૭ ૬૮ ૬૯।૭૦॥
मूल; रवि वेदने वेद गुरु, त्रणेनो एक व्याश्य;

शि० अधिकारी जेवुं दरद, तेवो करे उपाय ॥७१॥ ४०
५८ रविदास जो वेदने, गुरु मुख करे विचार;
जीवशिवना रूपने, निश्चे पामे पार ॥ ७२ ॥
प्रथम कर्म मार्ग विषे, वरते करि विवेक; पछी
उपासना अनुसरी, धरे ज्ञाननी टेक ॥ ७३ ॥
योगज्ञान अधिकारने, पाम्यो नथी अजाण; क-
र्म उपासनाने करे, सद्गुरु वचन प्रमाण॥७४॥
एम अनुक्रम करी, पामी योगयुत ज्ञान; शुद्ध
स्वरुप पोते रवि, सघले ब्रह्मसमान ॥ ७५ ॥
थयां स्वरुपे जाण पण, वर्ते थइने दास; क्रिया ५८
मात्र करवी मटी, तोय धर्मपर आश ॥७६॥

रविदास एवा पुरुष ते, हरिरूप समान; कर्म करे वा न करे, मट्यु देह अभिमान ॥ ७७ ॥
रवि एवा अनुभवी तणां, वचन देव प्रमाण; मतवादी मतमां भमे, मांडे खेंचाताण ॥ ७८ ॥
कर्म उपासना रहित, रवि करे भक्तिनु मान; मत-वादि ते जाणवो, सुकर श्वान समान ॥ ७९ ॥
योगयाग करतो रहे, भक्तिभाव भरपुर; अविद्या अंतरथी तजे, हरिपद हालहजुर ॥ ८० ॥
શ્રી રવિરામ સ્વામી કહે છે કે વેદ વૈદ અને ગુરૂ એ ત્રણેની એકજ રીત છે. કેમકે વેદમાં ત્રણ કાંડ કરવાનું મુખ્ય એજ કારણ છે કે

સિ૦ જેવા જે અધિકારી તેને તેવોજ ઉપદેશ. જે- પ્ર૦
મ વૈદ દરદની પરિક્ષા કરી તે દરદનો યોગ્ય ઉ-
૫૯ પાય કરે છે, તેમ શ્રી ગુરૂદયાલુ વેદ પ્રમાણે
જેવો શિષ્ય અધિકારી હોય તે પ્રમાણે કર્મની
યોગ્યતા વાળાને કર્મ તથા ઉપાસનાની યોગ્યતા
વાળાને ઉપાસના તથા ને જ્ઞાનનો જ્ઞાનની યોગ્ય-
તાવાળાઉપદેશ કરે. જો એમ વ્યવસ્થા ન કરે તો
શિષ્ય જરૂર ભ્રષ્ટ થઈઅધોગતિને પામે છે. તેમાં
દ્રષ્ટાંત. જેમ એક માતુશ્રીને ત્રણ પુત્ર હોય
તેમાં એક શરીરમાં આરોગ્ય તથા પુષ્ટ
શરીર વાળો હોય ને બીજાને તાવ આવીને ૫૯
નિવૃત થયો ને શરીરમાં અશકત હોય

ને ત્રીજો તાવવાળોજ હોયતે ત્રણે પુ-
ત્રોને અર્થે માતુશ્રી યથાયોગ્ય ભોજન
બનાવે એટલે સાજા શરીરવાળા માટે
દૂધપાક વિગેરે મિષ્ટ પદાર્થ બનાવે ને તાવ
આવીને મટી ગયો છે ને મંદશકિતવા-
ળો છે તેને અર્થે દાલભાત વિગેરે હલકો ખો-
રાક બનાવે ને તાવ વાળાને અર્થે કાંજી તથા
મગનું પાણી બનાવે છે એવી રીતે માતુ
વ્યવસ્થા કરે છે. પણ પીરસનાર તે પ્રમાણે વ્યવ-
સ્થા ન કરે ને ઉલટ સુલટ કરે તો ભોજન
ત્રણે પ્રકારનાં નિષ્ફલ જાય ને ત્રણેનાં શરીર-
ને હાની થાય માટે પીરસનારની મોટી ભુલ

સિ૦ કહેવાય. તેમ શ્રુતિ ભગવતિ માતુશ્રીએ ઉત્ત- ૫૦
મ, મધ્યમ, કનિષ્ટ અધિકારીરૂપ જે ત્રણ પુત્ર
૬૦ તેમને માટે ત્રણ કાંડ રૂપી ભોજન બનાવ્યું
છે. તેમાં ઉત્તમ અધિકારી વાસ્તે જ્ઞાનકાંડ,
તથા મધ્યમને માટે ભકિત ઉપાસના કાંડ,
કનિષ્ટને માટે કરમ કાંડ એવી રીતે શ્રુતિમા-
તુશ્રીએ કૃપા કરીને ત્રણ પ્રકારના અધિકા-
રીઓને માટે યથાયોગ્ય વ્યવસ્થા કરી છે
તેમ ઉપદેષ્ટા શ્રી ગુરૂ કૃપાળુ કૃપા કરીને
યથાયોગ્ય અધિકારી પ્રમાણે ઉપદેશ કરે
તો વેદના ત્રણે કાંડ સાર્થક થાય ને ત્રણે
અધિકારી કૃતાર્થ થાય ને ગુરૂનું પણ ગુરૂ- ૬૦

ણું એટલે ઉપદેષ્ટાપણું સફળ થાય ને ઉ
પર કહ્યા પ્રમાણે ન થાય તો ઉપર કહેલા
ત્રણ કાંડ નિષ્ફલ થાય ને અધિકારીઓની
હાનિ થાય ને ઉપદેષ્ટા ગુરૂની મોટી ભુલ
કહેવાય ને તે ઉપદેશ કરનાર ઉપર શ્રુતિ
ભગવતિનો મોટો કોપ થાય એવી રીતની
વેદના રહસ્યની વ્યવસ્થાને સમજીને મત-
વાદી મનસુખી મિથ્યાવાદ કરે છે, તે ન
કરતાં અંતરમાંથી દૂરાગ્રહ મુકી શ્રી ગુરૂ
મુખે વેદ ભણે અથવા શ્રવણ વિધિપુર્વક
કરે તો જીવ શિવના યથાર્થ સ્વરૂપને અવ-
શ્ય જાણે તેમાં શંકા રહેજ નહિ. માટે પ્ર-

૬૦ થમ કર્મ પછી ઉપાસના સહિત થઇ પછી ૫૦
જ્ઞાનવાન થાય. જ્યાં સુધી પરિપુર્ણ જ્ઞાનને
૬૧ પામ્યો નથી ત્યાં સુધી સતગુરૂ આજ્ઞા પ્ર-
માણે કર્મ ઉપાસના અવશ્ય કર્તવ્ય છે. એ-
વી રીતે શ્રી રવિરામ સ્વામી કહે છે કે ક-
ર્મ ઉપાસનાએ કરી નિર્મલ અંતઃકરણમાં
વિવેકાદિ સાધન સહિત થઇને શ્રવણ મન-
ન નિદિધ્યાસન પુર્વક પરિપકવ જ્ઞાન જે પુ-
રૂષે સંપાદન કર્યું છે તે પુરૂષને સઘળે બ્ર-
હ્મ ભરપુર છે ને પોતે પણ તે બ્રહ્મરૂપજ
છે, એવા મહાત્મા પુરૂષ અપરોક્ષ રીતે સા
ક્ષાતકાર થયા છે. તો પણ બીજા મુમુક્ષુને ૬૧

વર્તાવવા દાસપણાથી વર્તે છે ને પોતાને કર્ત-
વ્ય માત્ર નથી તો પણ બીજાઓને વર્તાવવા
સારૂ ધર્મ ઉપર આસ્થા રાખી અધિકારી
જનો ઉપર દયા વાસ્તે સદાચારમાં વર્તે છે.
ગીતામાં કહ્યું છે કે ।। कर्मणैवाहि संसद्धिमा-
स्थिताजनकादयः लोक संग्रह मेवापि संप-
श्यन् कर्त्तुमर्हसि ।। १ ।। यद्यदाचरति श्रेष्ठ
स्तत्तदेवेतरोजनः सयत् प्रमाणं कुरूते लोक
स्तदनुवर्तते ।। २ ।। અર્થ-નિષ્કામ કર્મ
યોગ વડે કરીને જનકાદિ વિગેરે અંતઃક-
રણની શુદ્ધિ દ્વારા તત્વજ્ઞાનને પામતા
હુવા. તેમનું પણ લોકના હિતને દેખતો

સિ૦ સતો સ્વધર્મ કરવાને યોગ્ય છું. જે જે શ્રેષ્ટ પ્ર૦
૬૨ પુરૂષ આચરણ કરે છે તે તે કર્મનેજ બીજા
પુરૂષ આચરે છે. ને શ્રેષ્ટ પુરૂષ જે વચનને
પ્રમાણ કરેછે તેને અનુસરીને લોક વર્તે છે
એવા માહાન્પુરૂષ દયાળુકે જેને કિંચિત્
માત્ર કર્ત્તવ્ય નહિ છતાં કેવલ પરહિત માટે
તસ્દી લઇ વર્તે છે. શ્રી રવિરામ સ્વામી ક-
હેછે કે એવા મહાત્મા પરમાર્થ સ્વરૂપ સા-
ક્ષાત્ બ્રહ્મ રૂપજ છે. તે કર્મ ઉપાસના કરે
અથવા ન કરે તો પણ લાભ હાણ જેને નથી
છતાં જયાં સુધી શરીર છે ને આ શુભા
શુભછે એવુ ભાસે છે ત્યાં સુધી શાસ્ત્રવિહિત ૬૨

શુભ કાર્ય કર્તવ્ય છે એવા મહાત્માઓ શ્રી હરિ રૂપજછે, એટલે દ્વિભૂજ હરિ છે, કેમકે જેને આ દેહપણુંજ નથી, માટે તે પુરૂષોને હરિ જાણવા. શ્રીરવિરામ સ્વામી કહે છે કે એવા સાક્ષાત્ શ્રી હરિ રૂપ મહાત્માઓનાં જે વચન છે. તે વેદ પ્રમાણજ છે માટે અનુભવીનાં વચન વેદતુલ્ય કહેવાય છે. તે વચન મતવાદિ નહી સમજીને વૃથા ખેંચાતાણ કરી પોતાનો મત ચલાવવા લોકોને ભોળવી અધમ ગતી પમાડે છે. શ્રીરવિરામ સ્વામી કહેછે કે કર્મ ઉપાસના ત્યાગીને મતવાદી વૃથા ભક્તપણાનું અભિમાન કરે છે, તે તો

સિ૦ શ્વાન, સુકરને તુલ્યછે. ભકત તો તેને જાણવો જે પ૦
યોગ એટલે ચિત વૃત્તિ સ્થિર કરી ગુરૂ ત-
૬૩ થા પરમેશ્વરનું ધ્યાન કરે તથા યાગ એ-
ટલે વિષ્ણુ યાગાદિ નિષ્કામતાથી સદા કર-
તો રહે. ને ભકિત જે પૂર્વે કહી આવ્યા તે ઉપા
સના કરતો રહે. અંતરમાંથી અવિદ્યા, વિકાર,
કામ, ક્રોધાદિનો ત્યાગ કરે તેજ ભકત તેને
તો શ્રી હરિનું પદ એટલે પરમપદ સદા પા-
સેછે તેથી હરિ દૂર નથી ।। ૭૧ ।। ૭૨ ।।
૭૩ ।। ૭૪ ।।૭૫ ।। ૭૬ ।। ૭૭ ।। ૭૮ ।।૭૯।।
मूल; ज्यां सुधी स्वसरूपनुं, पाम्यो नहि निज
ज्ञान; त्यां सुधी निश्चे करे, तप तीर्थ व्रतदान ૬૩

॥ ८१ ॥ एकादम उंचो चडे, तो निचो पडे निदान; अनुक्रमे पद पामीये, सत्गुरु शब्द प्रमाण ॥ ८२ ॥ ટીકા. જ્યાં સુધી અપરોક્ષ જ્ઞાન થયું નથી ત્યાં સુધી તપ તીર્થ વ્રતદાન અવશ્યકરે. જે મહાત્મા પુરૂષો સાક્ષાત બ્રહ્મરૂપ થાય છે તે પણ બીજાઓને શુભ માર્ગે ચલાવવા શુભક્રિયા કરે છે. તો જ્યાં સુધી પોતે અપરોક્ષ જ્ઞાન નથી પામ્યો તે પુરૂષ તો અવશ્ય શુભ ક્રિયા કરે. ન કરે તો અધોગતીને પામે. જેમ કોઇ એકદમ ઉંચા મકાન ઉપર પગથીયાં વિના ચડવા ધારે તો તે જરૂર નિચો પડી નુકશાનને પામે છે. માટે એક

સિ૦ દમ નહિં ચડતાં અનુક્રમે પગથીએ ચડે તો પ્ર૦
જરૂર તે ઉંચા મકાન ઉપર પોહોચે એમ
૬૪ અનુક્રમેજ સારૂ થાય સત્ પુરૂષોનાં વચન છે
તે સત્ય છે. તેમ કરમ ઉપાસનાને જ્ઞાન એમ
અનુક્રમેજ સારૂં થાય. પ્રથમ બારાખડી ભણે
ત્યારેજ મોટા ગ્રંથોમાં પ્રવેશ થાય. કકારાદિ
અક્ષર તો ભણ્યો નથી ને કહેશે કે હું
મોટો પંડીત છું એમ કોઇ માનેજ નહિં
એમ તે વિવેકીએ સમજીને વાચ્યકજ્ઞાની
નો સંગ કરવો નહી ॥ ૮૧ ॥ ૮૨ ॥ મૂલ;

**वाचक ज्ञानिनो रवि, कादि न करीए संग;**
**नरके पाडे ने पडे, दुर्मति दुष्ट अभंग ॥८३॥** ૬૪

रविदास वाचक नर, कादि न पामे पार; तेथी अणसमजु भलो, समजाव्यो लहे सार ॥८४॥
रवि भक्त थइ जगतने, करे कपट उपदेश; कर्म उपासना शुं करो, धरो आनंद अशेष॥८५॥
अेम कहि जग भोळवे, ताणे मत अपार; गुरु वाणिना अर्थने, समजे नहि गमार ॥८६॥
कंठी बांधे कूडथी, पुजावा निमत; संतगुरु सेवे नही, ए बुडयानी गत ॥ ८७ ॥ संसारी थइ संतनी, करे बराबर चाल; रविदास ते मुढना, बुरा करे जम हाल॥ ८८ ॥ रवि

સિ૮ भक्त थइ जगतनी, ले पुजाने दान; साधु अ- ૫૦
र्थे लइने, करे कुटुंब सन्मान ॥८९॥ जगत
૬૫ भक्त थइ संतने, निंदे नरके जाय; रविदास
दुर्गुण तजी, सेवे तो सुख थाय ॥ ९० ॥
संत दोष द्रष्टि पडे, तो जोडी जुग हाथ; के-
हेवुं कृपालु न घटे, आ अवगुण गुरुनाथ॥९१॥

ટીકા—શ્રી રવિરામ સ્વામી કહે છે કે પોતે પરમપદની દશાને પામ્યો નથી અને કર્મ ઉપાસનાને ખંડન કરનાર જે વાચ્યકજ્ઞાની તેનો કોઇ વખતે ભુલથી પણ સંગ કરવો નહી. તે વાચ્યકજ્ઞાની તો અવશ્ય પોતે નર- ૬૫

કે પડશે અને તેના સંગીને જરૂર નરકે પાડશે તેથી વિવેકીએ તેનો સંગ કરવો નહી. જે વિષે કહ્યું છે કે, श्लोक—सांसारिक सुखासक्तं ब्रह्मज्ञोस्मीति वादिनं ब्रह्मकर्मो-भयात् भ्रष्टंतत्येज ढुत्यजंयथा॥ અર્થ—સંસારી વિષય સુખમાં આસકિતવાન છે અને મુખથી હું બ્રહ્મવિત્ છું એવું બોલનાર કર્મ જ્ઞાન બેનો અધિકારી ન હોવાથી બ્રહ્માનંદથી તથા વિધિપૂર્વક શુભ નિષ્કામ કર્માથી ભ્રષ્ટ થનારને ચંડાલની જેમ દૂરથી અધિકારી પુરૂષોએ એવા વાચક જ્ઞાનીનો ત્યાગ કરવો એ શુષ્ક જ્ઞાની પુરૂષાર્થ કરતાં સુ

સિ૦ ધરે તેમ નથી. કેમકે તેની ખોટી મતિ પ્ર૦
નાશ થાય તેવી નથી માટે તેને દુર્મતિ દુ-
૬૬ ષ્ટ અભંગ કહયો છે. તેટલા માટે સત્પુ-
રૂષો કહે છે કે વાચકજ્ઞાની કોઈ કાળે પણ
સંસાર સાગરથી પાર ઉતરશે નહિ. માટે
તે વાચકજ્ઞાની કરતાં અજ્ઞાની સારો. જે
કોઈ સંતપુરૂષોનો સમજાવ્યો સમજે તો
ખરો. માટે વાચકજ્ઞાની કરતાં અણસમજુ
ને સારો કહયો છે. શ્રી રવિરામ સ્વામી
કહે છે કે નાસ્તિક મતવાદી ભકત જગત-
ના લોકોને અનેક યુકિતથી અનેક શબ્દ
સાખીઓ બોલીને ઉપદેશ કરે કે તમો વ- ૬૬

થી વેદ વિધિ વાકય જાળમાં ફસાઇ મરો છો. ખુબ ખાવો પીઓ મોજ માણો વથા નાહાવું, ધોવું, તીર્થ. વ્રત, પથરને પાણીમાં શું છે. કશું નથી, એ તો વથા છે માટે આનંદ ભોગ કરો. એમ અનેક યુકિતથી વાતો કરી જગતના ભોળા લોકોને ભોળવીને પોતાના નાસ્તિક મતને સ્થાપે છે અને સત્પુરૂષોના શબ્દનો અર્થ સમજ્યા વિનાં ગમાર વથા ભકિતનું માન કરીને કેવળ નરકનોજ અધિકારી થાય છે. તેમજ મતવાદિ પોતાનો સ્વાર્થ સાધવા કુડથી કહેતાં કપટ પ્રપંચ પાખંડી બધા જગતના ભોળા મા-

સિ૦ ણસો પાસેથી દ્રવ્ય લઈ વ્રથા ઉપયોગ કરે પ્ર૦
છે ને મતવાદિ પોતે પૂજાવા સારૂ હરિગુરૂ
૬૭ સંત શાસ્ત્રને નહિ માનતાં પ્રતિકુલ ચાલે
છે, તેથી સંસાર સમુદ્રમાં વારંવાર જન્મ
મરણુ દુઃખને ભોગવે છે. એમ મતવાદિ પો
તે સંસારમાં રહી સ્ત્રી પુત્ર પરિવારમાં ગું-
ચાઈ પડેલાતે વળી સાધુજનો સંસારથી
વિરકત થયા છે તેના બરાબર ચાલવા ઈ-
ચ્છા કરે છે, એવા મુઢ મતવાદિના શ્રી ર-
વિરામ સ્વામી કહે છે કે જમરાજા બુરા
હાલ કરશે. કારણુ કે પોતે ભકિતનું માન ક-
રી જગતમાંથી ધાઈ ધુતિ ખોટા ખોટા ૬૭

ઉપદેશ કરી દ્રવ્ય સાધુ નિમીતે લાવીને
તેનો ઉપયોગ પ્રતિકુલ એટલે પોતાના પુત્ર
પુત્રીના ભરણુ પોષણુ લગ્ન વિગેરે કાર્યોમાં
વાપરે છે તેથી પુજા આપનાર ને લેનાર બે-
ઉ નરકના અધિકારી છે. એટલુંજ નહિ પ-
ણુ નામ ભકત ધરાવે ને સંતની નિંદા કરે
છે માટે શ્રી રવિરામ સ્વામી કહે છે કે ભ-
કતં અથવા સંસારી જે કોઇ સંતની નિં-
દા કરે તો અવસ્ય અધમ ગતીને પામે છે
માટે તેમ નહિ કરતાં સંત મહાત્માની સે
વા કરે તોજ ગ્રહસ્થ ભકતનો ઉદ્ધાર છે.
અવગુણનો ત્યાગ કરીને માત્ર ગુણનેજ ગ્ર-

સિ૦ હુણ કરવો એજ ઉત્તમ પુરૂષની રીત છે. પ્ર૦
કોઈ શંકા કરે કે અવગુણ સાધુમાં હોયતો
૬૮ સેવા કરવી કે કેમ? ત્યાં મહાત્મા પુરૂષોએ
કહ્યું છે કે જે ઉત્તમ ભકત જન છે ને જેને
મોક્ષની ઈચ્છા છે .તેણે તો જો સાધુમાં કો
ઈ પહેરવા ઓઢવા વિગેરે દુષણ રાજસી
તામસી દેખવામાં આવે તો બે હાથ જોડી
કેહેવું કે હે સાધુ મહાત્માઓ આપતો સા
ક્ષાત હરિરૂપ છો તેને આવાં લક્ષણ કે જે-
થી સંસારમાં નિંદા થાય તેવા અવગુણ આ
પ મહાત્માજનોમાં ઘટેજ નહિ માટે હે
કૃપાળો સંતના લક્ષણ જેવાં છે તેમ વર્તવા ૬૮

કૃપા કરશો એમ ઉત્તમ ભકતોએ પ્રાર્થના કરવી. જો શુદ્ધ સાધુ હશે તો શિઘ્ર ગુણ ગ્રહણ કરી અવગુણનો ત્યાગ કરશે અને જો વંચક હશે તો અવગુણનો ત્યાગ કરશે નહિ. માટે એવા વંચક વેષધારીની ભકતજનો- એ નિંદા ન કરતાં ઉપેક્ષા કરવી કેમકે નિંદાથી શુભ કર્મનો નાશ થાય છે ને નિંદા જેવું બીજું પાપ નથી માટે ઉપેક્ષા એજ ઉત્તમ છે ॥ ૮૩॥૮૪॥૮૫॥૮૬॥૮૭॥૮૮॥ ૮૯॥૯૦॥૯૧ ॥ मूल; रत्रि भक्त ते जाणत्रो, करे संत सनूमान; भेद बुद्धि अंतर तजी, भजे राम निर्मान ॥ ९२ ॥ वीर अत्रा जे

भक्त छे, तेतो संत समान; मतवादि बीजा
खरा, पामे नरक निदान ॥ ९३ ॥ संसारीक
सुखने तजे, भजे ब्रह्म भरपूर; रविदास ते
संत जन, कामादिकथी दूर ॥९४॥ रवि शि-
ळ संतोष जे, संत तणा शणगार; आछकलां
आभुषण वसन, धारे जगत असार ॥९५॥
रवि संत जन हंस सम, ग्रहे गुरुनो बोध;
थीर नीर विवेकथी, त्यागे अवगुण शोध
॥९६॥ साधु आ संसारमां, तारण तरण सु-
जाण; रवि पूजे जो प्रेमथी, साचा भक्त प्र- ६૯

प्राण ॥ ९७॥ साधुना दर्शन थकी, मिटे चो
राशी खाण; स्पर्श करे जो प्रेमथी, पामे पद
निर्वाण॥ ९८ ॥ रविदास साधु खरा, सेवे
सतगुरु शाम; असाधु भटक्या करे, हरवा ज-
गमां दाम ॥ ९९ ॥ असाधु अवगुण भर्या,
अंतर नहि आराम; उपरथी तो हंस, करे
बगलानां काम ॥ १०० ॥ टीका. श्री र-
विराम स्वामी कहे छे के भक्तते तेनेज
कहेवा के पोते निर्मान थइ अंतरमांथी भेद
बुद्धि त्यागी श्री हरिगुरु संत ब्राह्मणादि-
कनी प्रेमथी भक्तिथी सेवा करे एवा जे

સિ૦ ભકત જનછે તે તો સંત રૂપજછે. ભકતમા- પ્ર૦
૭૦ ળમાં કહ્યું છે કે, ભકિત ભકત ભગવંત ગુરૂ, ચતુર નામ વપુ એક; તિનકે પદ વંદન કિએ, નાસત વિઘ્ન અનેક ॥ ૧ ॥ માટે શુભ લક્ષણ સંપન્ન સંત તથા ભકત બંને એકજ રૂપ છે તેમ ન હોય ને જો પૂર્વે કહ્યા એવા હોય તો તે નરકના અધિકારી છે. કારણ કે મતવાદિ થઇને સાધુ નિમીતે માગી લાવી પોતાની સ્ત્રીયોને તથા છોકરાઓને તથા પુત્રીયોને ઘરેણાં વસ્ત્ર વિગેરે કરાવીને વેવાઈ વિગેરેને પ્રેમથી મિષ્ટાન્ન પદાર્થ જમાડે છે.
ને સાધુને સુકુ લુખુ ભોજન આપેછે એ ભ- ૭૦

કતોને યોગ્ય નથી અને સંતજનોએ સં-
સારીક સુખને તથા કામ ક્રોધ લોભ મોહા-
દિકને। મનથી, વચનથી, શરીરથી ત્યાગ કરી
ને એકાગ્ર વૃત્તિથી અખંડ પરમાત્માનું સ્મ-
રણ કરવું માટે શ્રી રવિરામ સ્વામી કહેછે
કે સાધુ પુરૂષોએ અછકલાં વસ્ત્ર આભુષણ
ને। ત્યાગ કરી શિલ સંતોષ શાંતિ દાંતિ
વિગેરે દૈવ સંપત્તિ રૂપ શણગાર ધારણ કર-
વા તે વિના જે હુલકાઇ પણ તે તો જગ-
તમાં ઊત્તમ પુરૂષ પણ ધારતા નથી તો
સંતને કેમ શોભે. અસાર કહેતાં હુલકા
માણસજ હલકાઈ ધારણ કરે છે સાધુ થઇ,

 ને પ્રથમ પોતાના વેષની પણ ખબર નથી 
ને તે રજોગુણી પદાર્થ ઉપરથી મોહ મટયો
 નથી તો બીજાનું શું કલ્યાણ કરવાના છે
માટે સાધુએ તો દૈવિ સંપતિના ગુણો અં-
તર બાહિર ધારણ કરીને આપણા આ-
ત્માનો તથા સર્વ અધિકારી જનોનો ઉદ્ધાર
કરે એવા સંતતો હંસ રૂપજ છે જેમ હં-
સ દૂધનું ગ્રહણ કરેને પાણીનો ત્યાગ કરે છે,
તેમ સંતજન શ્રી ગુરૂનો બોધ વિવેકથી ગ્ર-
હણ કરેછે ને અવિદ્યા રૂપ પાણીનો ત્યાગ
કરેછે તેવો વિવેક ધારણ કરે ત્યારે વિવેકી
સંત કહેવાય એવા જે સાધુ લક્ષણ સંપન 

મહાત્મા જનછે તે જગતમાં સાક્ષાત તારણ તરણછે માટે પૂજવા યોગ્ય છે. સાધુનાં લક્ષણ કોઇ શાસ્ત્રમાં કહ્યાં છે श्लोकः अक्रोध वैराग्य जितेंद्रियत्वं क्षमादया सर्व जनाप्रियत्वं निर्लोभ दाता भय शोक हर्ता ज्ञानी नरस्य दश लक्षणानि ॥ અર્થ-ક્રોધ રહિત, વૈરાગ્યવાન, જીતેંદ્રિય, ક્ષમાવાન, દયાવાન, સર્વજન ઉપર પ્રિયતા, લોભ રહિત જ્ઞાન દાતા, ભય શોક હરવા વાળા એવા જ્ઞાની સંતને શ્રી રવિરામ સ્વામી કહે છે કે જો પ્રેમથી પૂજે તો અવશ્ય મોક્ષપદને પામે. માટે ભકતજનોએ તો તે જ્ઞાની સંતનું પૂજન અવશ્ય કર-

સિ૦ વા યોગ્ય છે. તેમજ એવા જે સાક્ષાત્કાર શ્રી પ્ર૦
૭૨ હરિ મૂર્તિ જે મહાત્મા સંતજનો તેના દ-
ર્શનથી લક્ષ ચોરાશીની ખાણુ અવશ્ય મટે
જ. તેમના ચરણુનો સ્પર્શ પ્રેમથી કરે તો
અવશ્ય અચલ નિર્વાણ મોક્ષ ધામને પામે
પણ ચરણ સ્પર્શમાં વિવેક કરવો મહાત્માની
મરજી જોઇને વર્તવું. નઉધા ભકિત લક્ષણ.
श्रवणं कितनं विष्णोः स्मरणं पाद सेवनं
अर्चनं वंदनं हास्यं सख्यमात्मनिवेदनं ॥
તે નવધા ભકિત કરીને મહાન ફળને જે
પામ્યા છે તે અધિકારીઓનાં નામ વિષે ૭૨
કહ્યું છે કે- विष्णास्तु श्रवणे परिक्षदभवत्

वैयासकी कीर्तने । प्रल्हाद स्मरणे तदंघ्रि भ-
जने लक्ष्मी पृथुपुजने ॥ अक्रुर स्त्वाभिवंदने कपि
पति दास्य च सख्ये ऽर्जुनः । सर्वस्वात्म निवेदने
बलिरभुत् कैवल्यमेषां पदं॥ અર્થ—વિષ્ણુની શ્રવ-
ણ ભક્તિમાં પરિક્ષત્ ને કીર્તન ભકિતમાં
શુકદેવ, સ્મરણ ભકિતમાં પ્રલ્હાદ, ચરણ
સેવામાં લક્ષ્મી, પૂજન ભકિતમાં પૃથુ,
નમસ્કાર ભકિતમાં અક્રુર, દાસ ભકિતમાં હ-
નુમાન, સખાભકિતમાં અરજુન, આત્મનિવે-
દન ભકિતમાં બળી એ સર્વે ભક્તોને કૈવલ્ય પદ
રૂપ મહાફળની પ્રાપ્તિ થઇ છે. મહાત્માસંતના

સિ૦ સત્સંગ કરવા વિશે શ્રીભાગવતમાંકહ્યું છે કે, પ્ર૦
૭૩ નह्यम्मयानि तीर्थानि तद्वा मृच्छि लाभयाः ।
ते पुनंत्युरुकालेन दर्शना देव साधवः ॥१ ॥
सत्संगेन परंप्राप्य दुस्तरं तरते चिरात् । तस्मा-
दति प्रयत्ने न सत्संगं सततं कुरु ॥ २ ॥
गंगापापं शशीतापं दैन्यं कल्पतरुर्हरेत् । पाप
तापं तथा दैन्यं हरेत्साधु समागम ॥ ३ ॥
जाड्यंधियो हरति सिंचति वाचि सत्यं । मा-
नोन्नति दिशति पाप मपाप करोति ॥ चेतः प्र-
सादयति दिक्षु तनोति कीर्तिं । सत्संगतिः क- ૭૩

यथाकिं न करोति पुंसां ॥ ४ ॥ अर्थ—गंगा-
दिक अर्थ तिर्थो नथी एम नहि किंतु तिर्थ-
रूप तो छे तेम मृतिका पाषाण विगेरे मू-
र्तिओ देवरूप नथी एम नहि श्रद्धाळुने ते
पण देवरूप छे ते तिर्थ तथा मुर्तिओ स्ना-
न दर्शनादि सेवन करवाथी बहु काळे करीने
अदृष्ट द्वारा पवित्र करे छे ने साधु पुरुषो
तो केवळ दर्शन मात्रथी पवित्र करे छे एट
ले अधिकारी थाय छे. ॥ १ ॥ ए महान
पुरुषोना सत्संग वडे करीने परमात्माने पा-
मीने दुःखेथी तराय एवो संसार समुद्र ते
तत्काल ज्ञानरूप नौकावडे करीने ते अधिका-

સી પુરૂષો તરીને પાર મોક્ષપદને પામે છે, જે કારણ માટે સત્સંગનો અદભુત મહિમા છે તે કારણ માટે વિવેકી પુરૂષોએ નિરંતર અતિ પ્રયત્નવડે કરીને સત્સંગ કરવો. ॥ ૨ ॥ જેમ ગંગા પાપને, ચંદ્રમા તાપને અને કલ્પતરૂ દ્રરિદ્રતાને હરેછે તેમ સંત સમાગમ એ ત્રણેને હરેછે॥ ૩ ॥ સત પુરૂષોનો સમાગમ અધિકારી પુરૂષની બુદ્ધિની જડતાને હરેછે, વાણીને વિષે સત્યતાને પ્રાપ્ત કરેછે, માન બડાઇને આપે છે, પાપને નિવૃત કરેછે, ચિત્તને આનંદ પમાડે છે. દિશાઓને વિષે કીર્ત્તિને વિસ્તારે છે એવી સત્સંગતિ કહો

અધિકારી પુરૂષોનાં શું શુભ કાર્યને ન કરે કિંતુ સર્વ શુભ કાર્યને કરે છે. વળી વાલ્મિકી રામાયણમાં કહ્યું છે કે श्लोक साधूनां दर्शनं पुन्यं स्पर्शनं पापनाशनं। संभाषणं महा पुन्यं सेवनं परमं पद ॥ અર્થ- સાધુના માત્ર દર્શનથીજ પુન્ય ઉત્પન્ન થાય છે. ચરણ સ્પર્શથી પાપ માત્ર નાશ થાયછે. તેમની સાથે જ્ઞાન ચર્ચા રૂપ ભાષણ કરવાથી મહા- પુન્ય કહેતાં જ્ઞાનાદિક ફળની પ્રાપ્તિ થાય છે ને પ્રેમથી સેવા કરવાથી એટલે અન્ન વ- આદિ સેવાથી પરમપદને એટલે સાક્ષાત્ મો- ક્ષપદને પામે છે. શ્રી રવિરામ સ્વામી કહેછે

સિ૦ કે એવા જે મહાત્મા સાધુ પુરૂષ તે શ્રી હ- પ્ર૦
રિનું સ્વરૂપ છે એવા સાધુ હોય તે પણ
૭૫ સત્ ગુરૂની પ્રેમથી સેવા કરે તે ન બને તો
તિર્થમાં રહિને શ્રી પરમાત્માનું ચિંતવન
કરે. ગુરૂ શેવા અથવા તિર્થ સેવન વિના જે
સંસારી લોકોને ઘેર ઘેર ભટક્યા કરે એ અ
સાધુ અવગુણ રૂપ જગતમાં દામ હરનારા
પોતે નરકે જાયને સેવા કરનારને નરકમાં
પાડે છે એટલા માટે શ્રી રવિગુરૂ કહેછે કે
અસાધુ અવગુણના ભરેલા તેને અંતરમાં આ-
રામ ક્યાંથી હોય. આરામ તો સાધુ લક્ષણ
આવે ત્યારેજ હોય. ને શાંતિ પણ ત્યારેજ ૭૫

પામે ને વળી દર્શન કરે તેને પણ શાંતિ પમાડે તેમ નથી ને પોતે આશા તૃષ્ણાથી બળતો હોય તો બીજાને કેમ કરી શાંતિ કરે, એ વેષધારી સાધુ ઉપર તો દેખવામાં હંસ જેવોને અંતરમાં કામ બગલા જેવાં કરે માટે એવા બાનાધારીની નિંદા નહી કરતાં માત્ર સમયસર અન્ન આપી દઇને ઉપેક્ષા કરવી..સત્સંગ તો જે મહાત્માઓવા લક્ષણ કહ્યાં તેવાનો કરવો ને જે સાધુમાં સંત લક્ષણ આવે તે સાક્ષાત વંદન કરવા યોગ્ય શ્રી હરિજ છે. બાનાધારી માત્ર અન્નનોજ અધિકારી છે એમ વેદ શાસ્ત્રને સત્

પુરૂષો વારંવાર કહેછે. તે વિવેકીયે વિવેક
ગુરૂ શ્રી દ્વારા જાણી વર્તવું ॥ ૯૨ ॥ ૯૩ ॥
૯૪ ॥ ૯૫ ॥ ૯૬ ॥ ૯૭ ॥ ૯૮ ॥ ૯૯ ॥ ૧૦૦

मूल; गुरु शब्द भावे नही, भावे कूडां काम;
साधु नाम धरावतां, लाजे नही हराम ।१०१।
शुं करवा साधु थयो, जो मन करे विचार;
तो अवगुण त्यागे खरो, जाणी सार असार
॥ १०२ ॥ सारां सारां पहेरवां, सारा इ-
च्छे भोग; साधुने नहि संभवे, संसारीनो
योग ॥ १०३ ॥ साधु सादाई धरे, करे गुरु

पद वहाल; शांत स्वरूपे थइ रमे, साचा स-
तगुरु बाल ॥ १०४ ॥ रविराम साधु भजे,
तजे असाधु संग; ग्रहे गुरुना शब्द तो, पामे
पद अभंग ॥ १०५ ॥ श्रीपति श्री मुखथी
कहे, साधु तणां वखाण; पोते पोतानुं नव
लहे, एथी कोण अजाण ॥ १०६ ॥ साधुनि
सेवा विना, कोइ न पामे पार; तेथी अवगुण
त्यागीने, ग्रहें सकल गुणसार ॥ १०७ ॥जो
सुखनी इच्छा करो, तो हरो मान अपमान;
निंदा चोरी जारीने, तजो भजो भगवान
॥ १०८ ॥ टीका. माटे श्री रविराम स्वामी

સિ૦ કહે છે કે સાધુ એ કાંઇ જેવી તેવી વાત પ્ર૦
નથી. સાક્ષાત ઈશ્વરરૂપ છે ને જે પ્રથમ
૭૭ લક્ષણ કહ્યાં તે ન હોયને સાધુ વેષ પહેરી
લીધો એટલામાંજ કૃતાર્થ માની શ્રી ગુરૂની
આજ્ઞા ઓલંઘન કરી મનમુખી થઇ ખો-
ટાં કર્મ કરે ને વળી મનમાં અભિમાન કરે
કે હું સાધુ છું મને કેમ લોકો નમસ્કાર ક-
રતા નથી. એવા નિર્લજ વેષધારીને કેમ
લાજ નથી આવતી જે પોતાના અવગુણ
સામુ જોતો નથી. એથી નિર્લજ બીજો કોણ
હોય માટે એ સાધુ સતગુરૂની વાણી અથ-
વા મહાત્માઓનો સંગ કરી પોતેજ પોતાના
અવગુણ ટાળે ને અંતરમાં એકાગ્ર વૃત્તિથી ૭૭

વિચાર કરે કે અરે મેં સંસારથી વિર
કત થઇને સાધુપણું ધારણ કર્યું તો મારે
શું કર્તવ્ય છે, તે મારે અવશ્ય સત્ પુરૂષ-
દ્વારા વિચારવાનું છે. એમ પોતાના અંત-
રમાં વારંવાર વિચાર કરી જોઇ પોતામાં શું
અવગુણ છે, તેનો તપાસ કરી અનુક્રમે ગુ-
ણનું ગ્રહણ કરતો જાયને અવગુણનો ત્યાગ કર
તો જાયને દરરોજ એકાંતમાં વિચારે કે આજ
આટલા ગુણનો ગ્રહણ થયો ને આટલા અ-
વગુણનો ત્યાગ થયો એમ હમેશાં વિચાર
કરે તો અવશ્ય સાધુતાને પ્રાપ્ત થાય ને સા-
ક્ષાત્ શ્રી હરિરૂપ થઈ જાય માટે સાધુ-

સિ૦ જનોએ દુર્વ્યનોનો ત્યાગ કરી સદાચરણ પ્ર૦
ધારણ કરવું. વિચિત્ર પ્રકારના રંજોગુણી
૭૮ વસ્ત્રો ને ઘરેણાં સોના રૂપાનાં ને હોકા સુકા,
ગાંજા વિગેરે દુર્વ્યસન સંસારીમાં પણ જે
ઉંત્તમ પુરૂષછે તે પણ ગ્રહણ કરતા નથી ત્યારે
સાધુને તો ઘટેજ કેમ? કારણકે પ્રથમ જ્યારે
સાધુપણાને ધારણ નહોતું કર્યું ત્યારે દુર્વ્ય-
સન હતાંજ નહિં ને સાધુ થયો એટલે ઉલટાં
વધારે દુર્વ્યસન વાળો થયો એ તે સાધુ કે
શું કેહેવો માટે સાધુએ અવશ્ય વિચારવું કે
સંસારી કરતાં કાંઇક વધારે શુભ ગુણ પ્રાપ્ત
કરવા જોઇયે ત્યારેજ સાધુ કહેવાય નેસરવે- ૭૮

ને વંદન કરવા યોગ્ય થાય તેટલાજ માટે શ્રી રવિરામગુરૂએ શ્રીમુખે કહ્યું છેકે, સાધુને નહિં સંભવે સંસારીનો યોગ. સંસારીમાં પણ જે ઉત્તમ મુમુક્ષુ છે તે દુરગુણને ત્યાગેછે, તો સાધુને તો અવશ્ય શુભ ગુણ ધારવાજ. સાધુ થયો માટેજ સદાચરણ પણું સર્વ પ્રકારે ધારણ કરે ને શ્રી ગુરૂના ચરણમાંજ પ્રેમ ધરી શાંત થઇ સ્વ સ્વરૂપમાંજ રમે વિષયાદિક માર્ગમાં રમે નહી તેજ સત્ ગુરૂના સાચા બાલક કહેવાય તે વિનાના બીજાતો કહેવા માત્ર સત્ગુરૂના બાળછે. બાકીએ તો ગુરૂનો શબ્દ ન માનવાથી કેવળ સુ-

સિ૦ રૂને દુષણુ લગાડવાવાળા ગુરૂ દ્રોહી છે. માટે પ્ર૦
રવિરામ સ્વામીએ સાચા બાળક કહ્યા, તેથી
૭૯ શ્રી રવિરામ સ્વામી વારંવાર પ્રેમથી કહેછે
કે જેમ શ્રી હરિને ભજવા તેમજ સાધુને
ભજવા અનેં જે દુર્લક્ષણુવાળા અસાધુ તે-
મને તજવા. તેમ કરવાથી તે ગુરૂમુખી
સાધુ શ્રી ગુરૂના શબ્દ વડે અભંગ જે અ-
વિનાશી પદ તેને પામે છે. વળી સાધુઓએ
વિચારવું જોઇએ કે જે સાધુઓના સાક્ષાત્
શ્રી પતિ જે વિષ્ણુ ભગવાન શ્રી મુખે વખા-
ણુ કરેછે. તેમજ ગીતામાં કહ્યું છે. अद्वेष्टा
सर्वभुतानां मैत्रः करूणएव च ।निर्ममो निर- ૭૯

हंकारः समदुःख सुखक्षमी ॥ १ ॥ संतुष्ट सत-
तं योगीयतात्मा द्रढ निश्चयः । मय्यार्पितमनो-
बुद्धिर्योमे भक्तः समेप्रियः ॥२ ॥ तुल्य निंदा
स्तुतिर्मौनी संतुष्टायेन केन । चित् अनिकेतः
स्थिर मति भक्ति मान्मे प्रियोनरः ॥३ ॥
અર્થ—સર્વ ભૂતના દ્વેષથી રહિત તથા મૈત્રી
કરૂણાદિ ગુણવાળો તેમ મમતા અહંકાર ર-
હિત ને સુખં દુ:ખને વિષે સમાન ને ક્ષમાવાન
॥ ૧ ॥ સદા સંતોષી બ્રહ્મને વિષે સ્થિર ચિ-
ત્તવાળો ઈંદ્રિય અંતઃકરણના નિરોધવાળો
એક પરમાત્મા સ્વરૂપ અચલ નિશ્ચયવાન પ-

સિ૦ રમેશ્વર સ્વરૂપમાં મનબુદ્ધિ અર્પણ કર્યાં છે પ્ર૦
જેણે એવો મારો જે ભકત છે તે મને પ્રિય
૮૦ છે ॥ ૨॥ નિંદા સ્તુતિ માન છે જેને તે મન
નશીલ ને યથા લાભમાં સંતોષી ને મમતાનો
વિષય ભૂત જે એક પોતાનું સ્થાન તેથી ર-
હિત ને સદા પરમેશ્વરને વિષે અચળ બુદ્ધિવા-
ળો એવો જે અનન્ય ભકિત વાળો જે ભકત
છે તે હે અર્જુન મને પ્રિય છે. એવા ભગ-
વાનને પ્રિય જે ભકત તથા સાધુ તેઓના અ
દ્ભુત મહિમાને ન જાણીને જે બહિર્મુખપણા
થી વર્તે તેથી જગતમાં અજ્ઞાની બીજો કોણ.
એવા જે સાધુ તેમજ બીજા ઉત્તમ શાસ્ત્રમાં ૮૦

વારંવાર લખેછે કે સાધુની સેવા વિના કોઈ વખતે કોઇ પણ સંસાર સાગર તરે નહિ. માટે હરિજનોએ જે શ્રી પતિ જેનાં વખાણ કરેછે તેવા સંતની સેવા કરી સંસાર દુઃખ દરિયાથી પાર થવુંજ. માટે જો અખંડ સુખની ઇચ્છા કરો તો માન અપમાનને હણો એટલે કોઇ માન કરે અથવા અપમાન કરે તેમાં રાગદ્વેષ કરવો નહી અથવા બીજાનું અપમાન ન કરતાં માન કરવું. પોતે અમાની રેહેવું પ્રાણી માત્રની નિંદા ન કરવી તેમજ ચોરી, જારી, કપટ, ચતુરાઇને તજો ને નિર્વિકારી થઈ શ્રી પરમાત્માને ભજો તોજ અખં-

સિ૦ ૬ પદની પ્રાપ્તિ થાય છે તે વિના અખંડપદ પ્ર૦
૮૧ દૂર છે ॥ ૧૦૧ ॥ ૧૦૨ ॥ ૧૦૩ ॥ ૧૦૪ ॥ ૧૦૫ ॥ ૧૦૬ ॥ ૧૦૭ ॥ ૧૦૮ ॥

मूल; प्रथम गुरूपद वंदीने, करी संतनी सेव; श्री हरि समर शुद्ध मन, पामे पद अभेव ॥ १०९ ॥ वेद वचन गुरू मुख ग्रही, धारी दृढ विश्वास; सारा सार बिचारतां, प्रगटे ब्रह्म प्रकाश ॥ ११० ॥ सरिता सागरमां मळी, तजी नामने रूप; जीव शिव ए नाम जो, टले थाय तद्रूप ॥ १११॥ ज्यां सुधी जीव शि ८१
वनो, अंतरमां छे भेद; त्यां सुधी रवि वर्तवुं,

विधि वचन जे वेद ॥ ११२ ॥ ज्यां सुधी
वहेवारमां, वर्ते छे बुद्धिमान; त्यां सुधी विधि
वेदनी, वर्ते थइ निर्मान ॥ ११३ ॥ ज्यारे शु-
द्ध स्वरूपमां, पूर्ण प्रगट्यो भाव; रवि कर्म क-
रवां तजी, वर्ते सेहेज स्वभाव ॥ ११४॥ कर्ता
हर्ता सद्‌गुरू, मनमां धारे आप; रविदास म-
मता तजे, कदि न लागे पाप ॥ ११५ ॥ ज्ञा
नी कर्म उपासना, तजे न प्रगटे पाप; जो क-
दापि सेहेजे करे, तो पुन्य न पामे आप ।११६।
पुन्य पाप करनार जे, तेतो पाम्यो नाश; र-

 विदास सुभर भयों, दीसे ब्रह्म प्रकाश॥११७॥ 

 राग द्वेष कोनो करे, कोण पुरुष कोण नार;

सघले देखे ब्रह्ममय, वस्तु सचराचार।११८।

रागद्वेष वस्तु विषे, ज्यां सुधी छे जाण; त्यां

सुधी रावि दूर छे, अखंड पद निर्वाण.११९।

ટીકા–પ્રથમ શ્રી ગુરૂની સેવા કરી ગુરૂ આજ્ઞા પુર્વક સંતને વંદન કરી પ્રેમથી સેવવાને શ્રી હરિનું સ્મરણ શુદ્ધ મનથી કરે તોજ અંતઃકરણ શુદ્ધ થાય ને અભેદ પદને અવશ્ય પામે માટે મોક્ષની ઈચ્છાવાળા મુમુક્ષુઓએ 
હરિગુરૂ સંતની સેવા પરાયણ થઈ અંતઃક-

રણ શુધ્ધ કરી દુઃખ દરિયાથી તરી જવું. વેદનાં જે વાકય છે તે શ્રી ગુરૂ મુખેથી ૧.શ્રવણ (એટલે વેદાંત વાકયોનો ષટલિંગ ઉપક્રમાદિથી અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય નિશ્ચય તે.)૨. મનન ( એટલે અભેદની સાધક તથા ભેદની બાધક યુકિતઓથી અદ્વિતીય બ્રહ્મનું ચિંતન તે ).૩. નિદિધ્યાસન. (એટલે અનાત્માકાર વૃતિના અંતરાયથી રહિત બ્રહ્માકાંર સજાતિય વૃતિની સ્થીતિ કરી તે ) દ્રઢ વિશ્વાસ પૂરવક જે શ્રી ગુરૂનાં વચન છે તે સત્યજ છે ને વેદ શાસ્ત્ર યથાર્થ છે એવો જે દ્રઢ વિશ્વાસ તે સત્ય સ્વરૂપના જ્ઞાનમાં સહ-

સિ૦ કારી થઈને સાક્ષાત્ બ્રહ્મ પ્રકાશને પમાડેછે પછી પ૦
બ્રહ્મ પ્રકાશ કહેતાં સ્વ સ્વરૂપ થયો એટલે
૮૩ જેમ નદી સાગરમાં ભળી ત્યારે તેનું નદી
એવું નામ ને પ્રવાહ જે રૂપ એ સર્વે સમુદ્ર-
માં ભળતાં નિવૃત થયું. તેમજ જીવ શિવ
એવાં જે નામરૂપ એ સર્વે નિવૃત થઈ સા-
ક્ષાત્ બ્રહ્મજ થયો. ને જ્યાં સુધી જીવ શિ-
વની ઉપાધિ નિવૃતિ નથી થઈ ને ભેદ બુદ્ધિ
રહી છે ત્યાં સુધી રવિરામ સ્વામી કહેછે કે
વેદની જે આજ્ઞા વિધી તે અવશ્ય કરવી ને
નિષેધ કર્મનો અવશ્ય ત્યાગ કરવો. પછી
જ્યારે શુદ્ધ સ્વરૂપનું સાક્ષાતકાર અપરોક્ષ ૮૩

જ્ઞાન થયું ત્યાર પછી કર્મ કરે અથવા ન કરે, સહજ સ્વભાવે વર્તે. સહજ સ્વભાવ તે કર્તા હર્તા શ્રી હરિ ગુરૂ છે એમ જાણી પોતાના ઉપર કાંઇ પણ બોજો ન લેતાં ને અહંતા મમતાનો બરાબર ત્યાગ કરે તેને પછી પુન્ય પાપનાં શુભાશુભ ફળ ભોગવવાનાં છેજ નહી. જ્યાં સુધી તેમ નથી થયો ને અહંતા મમતા છે ત્યાં સુધી શુભાશુભ કર્મફળનો ભોક્તા છે. તેમાં દ્રષ્ટાંત–કોઈ સદગૃહસ્થે દશ વીશ હજાર રૂપિયા ખરચીને સુંદર તળાવ બનાવ્યું તે ગૃહસ્થે તળાવ નિમિતે બ્રહ્મભોજન કર્યું તે બ્રહ્મભોજનની સામગ્રીમાં

સિ૦ ગાયે આવીને મુખ નાખ્યું ને તેને હાંકવા પ્ર૦
સાર તે ગૃહસ્થે પોતાની જાતે હાથમાં લા-
૯૪ કડી લઇ ગાયને મર્મસ્થાનમાં મારી કે ગાય
તરત મરી ગઈ તે વખતે લોકોએ કહ્યું કે
તમને ગૌહત્યા લાગી ત્યારે તે ગૃહસ્થ બો-
લ્યો કે વિચાર કરીને જોતાં મને હત્યા લા-
ગી નથી કારણ કે હું કર્તા નથી એતો હ-
સ્તના દેવતા ઇંદ્રને લાગી એટલે ગૌહત્યા
ઇંદ્રની પાસે ગઇ ત્યારે ઇંદ્ર વિચાર પૂર્વક બ્રાહ્મણ
નું સ્વરૂપ ધારી તે ગૃહસ્થ પાસે આવીને
અજ્ઞાત હોય એમ તળાવની સ્તુતિ કરવા ૮૪
લાગ્યો કે આવું તલાવ બનાવનાર સદ્ગૃ-

હસ્થને ધન્ય છે એમ કહીને ધર્મની વિશેષ-
તા કરી ત્યારે પેલો ગ્રહસ્થ અહંકૃતિથી બોલ્યો
કે આ તલાવ અમે બંધાવ્યું છે એમ
કહેતાંજ બ્રાહ્મણ રૂપ ઇંદ્રે કહ્યું કે આ ગૌ-
હત્યા પણ તમનેજ પ્રાપ્ત થશે. કારણ કે
જેને કર્તાપણાનો અભિમાન છે તેજ ભો-
ક્તા છે એમ કહીને ઇંદ્ર અંતરધ્યાન થયા.
તેમ જયાં સુધી કર્ત્તાપણાનું અભિમાન છે
ત્યાં સુધી કરેલાં કર્મ અવશ્ય ભોગવવાં પડે
ને જયારે હરિગુરૂ સંત કૃપાથી વિવેક પૂ-
ર્વક ભક્તિ તથા તત્વજ્ઞાન વડે અહંતા મ-
મતા રૂપી ગ્રંથિ છેદન થઇ છે જેની એવા

સિ૦ જે અપરોક્ષ જ્ઞાની જો કર્મ ઉપાસના કદાપી પ્ર૦
૮૫ લોક હિતાર્થે કરે તો તેને પુણ્યની ઉ-
ત્પતિ થતી નથી ને ન કરે તો પાપોની
ઉત્પત થતી નથી. ગીતામાં કહ્યું છે કેઃ—

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन । न
चास्य सर्व भूतेषु काश्चिदर्थ व्यपाश्रयः ॥

અર્થ—એવા કૃતાર્થ અપરોક્ષ જ્ઞાનીને શુભ-
કર્મ કરવા વડે કોઇ ફલની પ્રાપ્તિ થતી ન-
થી અને ન કરવા વડે આ લોકમાં કોઈ
પદાર્થની એ જ્ઞાનીને હાનિ થતી નથી ને
આ જીવનમુકત આત્મ રતિવાન જ્ઞાનીને
દેવ મનુષ્યાદિ સર્વ લોકમાં કોઇ પણ પદાર્થ- ૮૫

નો આશ્રય નથી કારણ કે ચિદાનંદમાં નિરંતર તૃપ્ત છે તેથી તે જ્ઞાનીને કર્તા ભોકતા પણું નથી. કારણ કે પુન્ય પાપ કરનાર જે અહંતા મમતા છે, તે નિવ્રત થઇ ગઈ એટલે પુન્ય પાપ કરનાર નાશ થયો. પછી અપરોક્ષ જ્ઞાનીને સઘળે બ્રહ્મમયછે, તો રાગ દ્વેષ કોનો કરે. પોતાના સ્વરૂપ વિના કંઇ પણ દેખે ત્યારે રાગ દ્વેષ થાય તેતો સચરાચર બ્રહ્મ દૃષ્ટિએથી બ્રહ્મ પ્રકાશ સ્વરૂપમય થયો તો તેને પુરૂષો કે સ્ત્રી વિગેરે ભેદ માત્ર રહ્યો નથી. બીજું શું દેખે યાવત્ બ્રહ્માથી કીટ પર્યંત એકજ બ્રહ્મમય જાણેછે

સિ૭ તો વિશેષ શું કહેવું. રાગદ્વેષ, હર્ષ, શોક, ૫૦
૮૬ મોહ વિગેરે. માયિક ઉપાધિ માત્ર નિવ્રત
થઇ તેને તો કંઈ કર્તવ્ય માત્રછેજ નહિ ને
જ્યાં સુધી પ્રિય વસ્તુમાં રાગ અપ્રિયમાં
દ્વેષ છે તેમજ શુભા શુભનું જાણ પણું રહ્યું
છે ત્યાં સુધી શ્રી રવિરામ સ્વામી કહેછેકે
અખંડ સ્વ સ્વરૂપ અતિ દૂર છે તેવા પુરૂષે
કહેલા અપરોક્ષ જ્ઞાનીની જેમ વર્તવું નહિં
કેમ કે શુભા શુભનું જ્ઞાન છે તો શુભાશુભ
ક્રિયા ફૂલનો ભોકતા છે માટે તેવા પુરૂષે તો
વિધિપૂર્વક કર્મ કરવાંજ તેમાં કંઈ પણ પ્ર ૮૬
માદ કરવોજ નહિં ને પ્રમાદ કરે તો અ-

એમ ગતિનોજ અધિકારી છે ॥ ૧૦૯ ॥૧૧૦ ॥
૧૧૧ ॥ ૧૧૨ ॥ ૧૧૩ ॥ ૧૧૪ ॥ ૧૧૫ ॥
૧૧૬ ॥ ૧૧૭ ॥ ૧૧૮ ॥ ૧૧૯ ॥
मूल; अहं ब्रह्म ए शब्दनो, रह्यो नहि उच्चार;
जो बोले हुं ब्रह्म छुं, त्यां सुधी सविकार
॥ १२० ॥ जेम पुतली लुणनी, पडी पाणी
मोजार; जो बोले हुं पुतळी, तो असत्य नि-
रधार ॥ १२१ ॥ अम ब्रह्म थइ ब्रह्म छुं,
जो मुख करे उच्चार; त्यां सुधी रविदास
कहे, बाकी ब्रह्म विचार ॥ १२२ ॥ ब्रह्म
वेत्ताने रवि कहे, सघले सरखा राम; पुन्य-

સિ૦ पाप स्पर्शे नहि, मटयां कर्मने काम. ॥ १२३॥ ५०
८७ ज्ञानीनां जे पाप ते, निंदक लहे जरूर; पुन्य फलतो पामशे, पुजक सुखनु पुर ।१२४। असंड ब्रह्मने कर्मनो, कांइ न लागे बाध; जल कमल वत रवि कहे, ज्ञानी आप अबाध ॥ १२५ ॥ वेहेवार जोइ ज्ञानी तणा, भुल नहि गुणवंत; दीसे छे वेहेवारमां, पण सौ-थी न्यारा संत ॥ १२६ ॥ ટીકા. શ્રી રવિરામ સ્વામી કહે છે કે જે પુરૂષને શ્રી ગુરૂ કૃપાથી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થયો તેને પછી અહં બ્રહ્માસ્મિ કહેવું રહેતું ८७

નથી કેમકે હું બ્રહ્મછું એમ નહિ કહે તો કાંઈ બ્રહ્મછે તે મટી જવાનો નથી. તેમ કર્મ ઉપાસનાથી અધિકારી થઈને ગુરૂદ્વારા વેદાંત વાકયોનું એકાગ્રતાવડે શ્રવણ, મનન, નિદિધ્યાસન કરીને જેને અપરોક્ષ દ્રઢ જ્ઞાન થયું છે, તેવા જે મહાત્મા તે અહંબ્રહ્મ મુખે કથન કરે અથવા ન કરે તેનો નિયમ નહિ, પણ કર્મ ઉપાસના વિના મલિન ચિત્તવાળા શુષ્ક જ્ઞાનીને તો તે પદના અધિકારી થયા વિના હું બ્રહ્મ છું એમ મુખે કહેવાને યોગ્ય નથી પણ કલિયુગમાં શુષ્ક જ્ઞાની સર્વે હું બ્રહ્મછું એમ પોકારે છે. તે વિષે

સિ૦ કહ્યું છેકે:–ब्रह्म ब्रह्म वदिष्यंति संप्राप्तेतु कलौ પ્ર૦
૮૮ युगे । नानुतिष्ठंति मैत्रेयशिश्नोदर परायणः ॥
અર્થ. ઉપર કહ્યા છે ને વળી તુલસીદાસજીએ
પણ કલિયુગના લક્ષણમાં કહ્યું છે. દોહા.
બ્રહ્મજ્ઞાન બિન નારિ નર, કહ્હાહુ ન દુસરી
બાત; કોડી લાગી લોભ વશ; કરહિ વિપ્ર ગુરૂ
ઘાત. વળી મહાત્માઓ કહેછે કે, બ્રહ્મ જ્ઞાન
આયા નહિ, કર્મ દિયા છટકાય; તુલસી એ-
સે પતિત નર, ઘોર નરકમેં જાય. માટે જયાં
સુધી રાગ, દ્વેષ, હર્ષ, શોક, આશા, તૃષ્ણા,
નિવૃત થઈ નથી ને વૃથા વાચક જ્ઞાની પોતે ૮૮
હું બ્રહ્મ છું ને બીજાને કહેશે કે તું સાક્ષાત્

બ્રહ્મ છું, શુભ કર્મ કરવાની કાંઇ જરૂર નથી ને જગતમાં કષ્ટ કરવાની કાંઇ જરૂર નથી. ઈંદ્રિયો ઇંદ્રિયોનું કર્મ કરે જાય છે, એમ કહીને ઘોર નરકનો અધિકારી થઇ બીજાને ઘોર નરકમાં નાખે છે. વળી કલિયુગના લોકો શુભ કમ કરવામાં આળસુછેજ. ને વળી તેવા વિષયિ લંપટ દુરાચારીનો સંગ થાયછે પછી તેને બગડયામાં શું બાકી રહે. અને જ્યારે બ્રહ્મરૂપ થયો ત્યારે તેને કાંઈ કર્તવ્ય નથી. ત્યારે દુરાચારનો અવકાશજ ક્યાં છે. અને લાભમાં સુખ માને ને હાણમાં હાય હાય કરે ને વળી કહેશે કે અમને કંઇ લા-

સિ૦ ગતું નથી. તેમાં અખા ભગતે કહ્યુંછે કે; અ- પ્ર૦
ખા બીજાને કહે મિથ્યા સંસાર, પોતે ચાટે
૮૯ વારંવાર ।। એમ પોતાના વિકાર નિવ્રત થ-
યા નથી અને મતલબમાં હુંશિયારછે, શુભ
કર્મમાં આળસુને લોભ વાસ્તે અશુભ કર્મ
અપાર કરેછે. માયા મિથ્યા મિથ્યા વારંવાર
પોકારે પણ પરમાર્થે અર્થે પોતે કોડી પણ
ખરચે નહિ. જો માયા મિથ્યા જાણી હોય
તો પરમ પ્રિય જાણી પ્રાણથી વિશેષ રક્ષા
શું કરવા કરવી જોઇએ. કલિયુગના વાચક
જ્ઞાની અહં બ્રહ્માસ્મિ કહેતાં રતિ માત્ર પણ
લાજતા નથી એ મોટું આશ્ચર્ય જેવું છે. ૮૯

ખોટી વસ્તુને જે જાણે તેથી તેનો સંગ્રહ કેમ થાય માટે શ્રી રવિગુરૂ કહેછે કે એવા વાચક જ્ઞાની અહં બ્રહ્માસ્મિ કથન કરે છે, તેથી અમને આશ્ચર્ય લાગેછે કે તેજ પાકો વિકારી. કેમકે જેમ લવણની પુતલીએ પાણીમાં પ્રવેશ કર્યો, પછી તો પાછી નીકલે ત્યારે નક્કી જાણવું કે એ લવણ નહિં. જો લુણની હોય તો પાછી કેમ આવે, તેમ જે અપરોક્ષ જ્ઞાની થયો ને સાક્ષાત્ બ્રહ્મ સ્વરૂપ થયો પછી બોલવા પણુંજ નથી અને જયાં સુધી હું બ્રહ્મ છું એમ બકતા રહે ત્યાં સુધી બ્રહ્મપણું બાકી છે ને જે સાક્ષાત્ બ્રહ્મ

સિ૦ વેત્તા છે તેને શ્રી રવિરામ સ્વામી કહેછે કે પ્ર૦
કાંઇ કર્તવ્ય નથી ત્યારે ભક્તાપણું કયાંથી
૯૦ આવ્યું. એને તો સચરાચર બ્રહ્મમયજ દ્રષ્ટિ
છે. પુન્ય પાપ કામ કર્મ સર્વ નિવૃત થયાં
છે ને જ્ઞાની પુન્ય પાપથી રહિત છે કેમકે
જ્ઞાનીનાં શેષ રહેલાં જે પાપ તે જગતમાં
નિંદક પુરૂષો લઇ જાયછે ને જે પુન્ય છે તે
સેવા કરનારા શ્રી હરિની કૃપા પાત્ર ભક્ત
જન પુન્યના અધિકારી છે તે ગૃહણ કરેછે.
જ્ઞાની તો શુદ્ધજ છે, કેમકે અખંડ બ્રહ્મને
કોઇ પણ શુભા શુભ કર્મ બાધકારી નથી
તો જ્ઞાની સાક્ષાત તે બ્રહ્મ રૂપજછે, જેના ૯૦

રાગ દ્વેષાદિક સર્વ નાશ થયા છે. તેવા મહાત્મા સંસારમાં રહ્યા છતાં જેમ જળમાં કમળ નિર્લેપ છે, તેમ શ્રી રવિરામ ગુરૂ કહેછે કે તેવા મહાત્મા નિર્લેપજ છે, તેવા બ્રહ્મવેત્તા બ્રહ્મ સ્વરૂપ મહાત્માને જોઇ બીજા વાચક પણ તેની બરાબરી કરવા જાય એ આશ્ચર્યજ છે. જોતે કહેલા મહાત્માઓ જેવી શુદ્ધ દશા પ્રાપ્ત થાય તો કાંઈ કહેવાનુંજ નથી. આતોં માત્ર વેષજ ધારણ કરી વૃથા જ્ઞાની પણાનું ડોલ કરે છે, તેજ અસંભવ છે. તે વિષે વાંચનાર અધિકારીએ પૂર્વ ઉત્તર લક્ષ રાખી વિચાર કરવો ।। ૧૧૯થી ૧૨૬।।

સિ૦ मूल; स्थूल सुक्ष्म कारण थकी, जुदु जाण्युं रूप; ५०
पंच कोशथी पार जे, आत्म लह्यु अनूप
૯૧ ॥ १२७ ॥ अेम ज्ञानीनां कृत जोइने, वी-
जो करवा जाय; रवि कहे ते मूढमति
गाफल गोथां खाय ॥ १२८ ॥ जनक वि-
देही कृष्ण सम, जो वर्ते वेहेवार; रविदास
ते चुकशे, खाशे जमनो मार ॥ १२९ ॥ स-
तगुरु केरा शब्द जो, मानी करे विचार;
रविदास तो पामशे, निश्चे भव जलपार
॥ १३० ॥ देखा देखी गुरु तणी, करवा ૯૧

जाय गमार, रविदास ते नर्कमां, फेरा फरे अपार ॥ १३१ ॥ कह्यो वेद सिद्धांत शुभ, अधिकारीने काज; रविदास जे धारशे, लहे अखंड पदराज ॥ १३२ ॥ संवत् अराढ पंचावनो, पोस पुनम सुखरूप; कह्यो वेद सिद्धांत रवि, पूर्ण परम अनूप ॥ १३३ ॥

ટીકા સ્થુલ દેહ જે તત્વનું તેથી આત્મ. સ્વરૂપ જૂદુ છે તેમજ સૂક્ષ્મ દેહ જે તત્વનું તેથી તથા બેઉ દેહની અપેક્ષાથી જે કારણ દેહ તે ત્રણ દેહની અંતર ભૂત જે પંચ-

સિ૦ કોશ, અન્નમય, પ્રાણુમય, મનોમય, વિજ્ઞાન- પ્ર૦
મય, આનંદમય–એવી રીતે આત્મ સ્વરૂપ
૯૨ સર્વેથી પાર જાણ્યું છે જેણે એવા જે અપ-
રોક્ષ જ્ઞાની તેનાં કર્તવ્ય જોઇને બીજો તેના
બરોબરી કરવા જાય તો શ્રી રવિરામ સ્વામી
કહેછે કે તે ગાફલ લક્ષ ચોરાસી યોનીમાં અ-
પાર ગોથાં ખાયાંજ કરે છે. કેટલાક મંદ
બુદ્ધિ પુરૂષ તથા સ્ત્રીઓ આપસમાં જનક
વિદેહી અને કૃષ્ણ પરમાત્માની રીતે વર્તવા
પરસ્પર ચર્ચા કરે છે એવા તુચ્છ માણસો
મોટાનાં દ્રષ્ટાંત આપે છે ત્યારે શ્રી કૃષ્ણે દા- ૯૨

વાનલ પાન કર્યો હતો ને ગોવર્ધન એક આંગળીયે તોલ્યો હતો ને જનક રાજાએ યોગ ભોગમાં રમી એક હાથ માયા ઉપર ને એક હાથ અગ્નિ ઉપર રાખ્યો હતો એટલે માયા કહીયે, રાજ્યવૈભવ રૂપ તથા અગ્નિ કહીયે, આત્મજ્ઞાન રૂપ તે બંનેમાં હાથ કહીયે સમદ્રષ્ટિ રૂપ સ્થીતિમાં રહીને અંતરમાં નિર્લેપ રહ્યા હતા. તે મનું જોઇને વૃથા અભિમાન જ્ઞાંનનું ધરાવનારા અશુભ માર્ગમાં ચાલી સર્વેને નરકમાં પાડવા ઉદ્યમ કરેછે તેવા સ્ત્રી પુરૂષો શ્રી રવિરામ સ્વામી કહેછે કે જમદુતોના દંડના પાત્ર થશે માટે

 


પોતાની ચતુરાઇને પડી મૂકી શ્રી ગુરૂના વચનમાં દ્રઢ વિશ્વાસ રાખી વિચાર પૂર્વક સદાચારમાં વર્તશે તો તે આ દુઃખરૂપ સંસાર સાગરને અવશ્ય પાર પામશે અને શ્રી રવિગુરૂ કહે છે કે મોટા મહાત્માઓની તથા ગુરૂની દેખા દેખી કરશે તો તે ગાફલ નિશ્ચે શ્વાન સુકરાદિકના અનંત અવતારો ધરશે ને વળી આ અવતારમાં પણ દુઃસહ કષ્ટ સહન કરશે. એમ શ્રી રવિરામ સ્વામી કૃપા કરીને કહે છે કે આ સિદ્ધાંત પ્રકાશ નામે ગ્રંથ જે કહ્યા તે સંક્ષેપમાં વેદનો સાર માત્ર અધિકારીને માટે કહયો છે તે-

નો જે કોઈ ગુરૂ મુખે વિચાર કરશે તે અખંડ પદરાજ કહેતાં આત્મપદ શુદ્ધ સ્વરૂપને પામીને ફરીથી જન્મને પામે નહી. ગીતામાં કહ્યું છે કે- **न तत्रद्भासायते सूर्यो न शशांकोन पावकः ।यद्गत्वा न निवंर्ततंत तद्धाम परमं मम ॥** અર્થ-જે પરમાત્મા સ્વરૂપને વિષે સૂર્ય, ચંદ્ર, અગ્નિ વિગેરે કોઇ લૌકિક જ્યોતિપ્રકાશ કરતી નથી અને જ્ઞાની જે પરમાત્મા સ્વરૂપને પામીને ફરીથી આ જન્મ મરણ સંસાર દુઃખમાં આવતો નથી તે મારૂં સર્વથી શ્રેષ્ટ પ્રકાશ સ્વરૂપ છે. ઉપર કહ્યા પ્રમાણે શ્રી રવિરામ સ્વામીએ

સિ૦ વેદ સિદ્ધાંત પ્રકાશ જે વેદનું રહસ્ય પ્રગટ પ્ર૦
૯૪ કર્યું છે તેમાં પ્રથમ કમ પછી ઉપાસના,
પછી જ્ઞાન એમ કહ્યું છે માટે અધિકારીએ
અનુક્રમથી અંતઃકરણમાં જે મલદોષ છે
તેને નિષ્કામ કર્મથી દૂર પછી વિક્ષેપ દોષ-
ને સગુણ તથા નિર્ગુણ ઉપાસનાથી દૂર ક-
રી પછી અજ્ઞાન દોષને સતૂગુરૂદ્વારા જ્ઞાન
સંપાદનથી દૂર કરીને પોતે સ્વ સ્વરૂપે થ-
યો તેને કર્ત્તવ્ય માત્ર નથી ને તેમ નહિ ક-
રતાં પ્રથમથીજ એકદમ જ્ઞાની થઇ શુભ
કર્મનો ત્યાગ કરે અને પરધન ને પરદારામાં ૯૪
લંપટ રહે તે અધોગતીના પાત્ર થાય છે.

તેમાં કહ્યું છે કે સ્લોક—परपोनौ पतिता द्विदोः कोटी पूजा विनश्यति । जप हानिः तपो हानि ब्रह्म हत्या पदे पदे ॥ वस्तु वर्जितो भूत्वा पुन सेवते मैथुन । षाष्टि वर्ष सहस्त्राणि विष्टायां जायते कृत्रिमिः ॥ અર્થ—પરસ્ત્રીના સંગે કરીને વિર્યપાત થવાથી કરોડો પુજનનાં ફુલ નાશ થાય છે તથા જપ તપની હાનિં થાય છે ને પગલે પગલે બ્રહ્મહત્યાનું પાપ થાય છે માટે ગૃહસ્થોએ પણ પરસ્ત્રીનો સંગ ન કરવો તો સાધુ સન્યાસી વિગેરે ત્યાગી પુરૂષોને સ્ત્રી માત્રનો

સિ૦ સંગ કરવો ઘટેજ નહિ અને જે પુરૂષ સા પ્ર૦
ધુ સંન્યાસી બ્રહ્મચારી વિગેરે ત્યાગીના વે-
૯૫ ષ ધારીને મૈથુન સેવન કરે છે તે સાઠ હુ-
જાર વર્ષ પર્યંત નરકનો કીડો થઇને મહા-
દુઃખને ભોગવે છે. એમ વેદનો સિદ્ધાંત છે
તે શ્રી રવિરામ સ્વામીએ સંવત ૧૯૫૫ ના
પોસ સુદી ૧૫ પુનમે સંપુર્ણ કર્યો છે. તે
માત્ર અધિકારીને સાર કહ્યો છે.

ઇતિ શ્રી રવિરામ સ્વામી વિરચિત્ સિ
દ્ધાંત પ્રકાશ ગ્રંથ સમાપ્ત ॥ ૯૫

---

## श्री कृष्णदासजी श्री खेमसाहेब कृत

## गुरु स्तुति.

॥ છપ્પય ॥

શ્રી મહિકાંઠે ગામ ધામ શેરખી સુખદાઇ, પ્રકટે સતગુરૂ ભાણુ જાણુ જગમાં ફેલાઇ; પલ પલ પરચા દીન કીન નિજ જનકે કાજા, આપ દત્ત અવતાર ગુણાતીત ગરિબ નિવાજા; અણુંલિંગી આપા રહિત શ્રી ગુરૂ ભાણુ દયાળ હે, અનેક જીવ ઓધારીઆ પલમે કિયા નિહાલ હે ॥ ૧ ॥ દોહરા.

સતગુરૂ ભાણુ કૃપાનિધિ અશરણુ શરણુ સુ-

પ્ર૦
સિ૦ ખધામ, ગુર્જર ધર પાવન કરી વસે શેરખી ગામ ॥ ૨ ॥ છપય. એસે સતગુરૂ શામ
હુ૬ ધામ નિજ જનકું દીનો, અનહદ નાદ બ જાય આપ અમૃત રસ પીનો; ભકિત યોગ વૈરાગ્ય જ્ઞાન ધન ધ્યાન સહિતા, હરિહર ચરન ઉપાશી મોહ મદ માન રહિતા; અકલ કલા સિદ્ધિ સહિત રિદ્ધિરામ લોલીનહે, તન મન ધન અરૂ પ્રાણયુત શ્રી હરિ અર્પણ કીનહે. ॥ ૩ ॥ દોહરા. અખંડ અદ્વૈત બ્રહ્મ રસ, ભોગી યોગી શ્રીભાણ; નામલેત અઘ થર હરે, સેવક સબ સુખખાણ ॥ ૪ ॥ છ હુ૬
પય. શ્રી સતગુરૂ કે શિષ્ય પ્રથમ કુંવરજી

દાસા, સુતવિત દારા ધામ કામ તજી ગુરૂ પદ વાસા; પ્રેમદાસ અરૂ માવ ભાવસેં સતગુરૂ શેવે, રામ ચરન લોલીન મીન જ્યું જલમે રેહેવે; ચતુર શિષ્ય ગુરૂ ભાણુકે પુરણુ પરમ પ્રકાશ હે, અવતારી અણુલિંગી સો સત્ય પુરૂષ રવિદાસ હે ॥ ૫ ॥ દોહરા. યોગ જ્ઞાન ગુન ધામ ગુરૂ ભાન બ્રહ્મ રસ લીન; રવિરામ નિજ રૂપ લગી આપ અમર પદ દીન ॥ ૬ ॥ છપય. બેઠ તખત રવિરામ ભાણુકે સબ સુખસાગર, તીન લોક યશ છાય પાયપદ પરમ ઉજાગર; અનંત શિષ્ય કિય આપ ભેખયુત ભવ ભય ભંજન, કોટી

સિ૦ કલાકે ધામ રામરઘુવર ચિત રંજન; સાહે- પ્ર૦
૯૭ બ સમર્થ રામ રવિ જાની ખેમસુત ભાણકે,
ભેખ રવિગુરૂ તે ગ્રહી તજ્યો જગત દુખ
જાણકે ॥ ૭ ॥ દોહરા. સાહેબ ખેમ સમર્થ
સુખી તાકે સુત સુખ ધામ, ગંગાજળ
નિર્મળ સરસ ગુણનિધિ ગંગારામ ॥ ૮ ॥
છપય. ખેમ સુવન યુત આપ તાપ ત્રય સ-
દા નિવારણ, રવિગુરૂ આજ્ઞા પાય જાય શા-
પર સુખ કારણ; વસે કરન શુભકાજ શિ-
ષ્ય કે મુકિત કરતા, વાગડ દેશ સચેત કી-
યો અહં મમતા હરતા; લાલદાસ ગુરૂ લ- ૯૭
ક્ષ્ય લહી વસે સુપાટણ ધામ હે, કુલ ફ-

કીરી ધારકે તજી આશ તમામ હે ॥ ૯॥
દોહરા. રામદાસ રવિરામ કે ચૌથે શિષ્ય
ઉદાર; નિજ આસન સ્થાપિત ભયે શેરખી
ધામ સુધાર. ॥ ૧૦ ॥ છપય. મોરારિ મં-
ગલરૂપ ભુપ જાકું સબ સેવે, પંચમ રવિ
કે શિષ્ય પરમપદ સેવત દેવે; આગ્યા સત-
ગુરૂ ધાર પાર ભવસાગર પાયે, ખંભાલીયે
મુકામ કીયે. રવિ ગુરૂ મન ભાયે; શ્યામદા-
સ જીવન સહિત ત્રીકમ તનમન અરપિયા,
કૃપા કરી સબ સંતને કૃષ્ણદાસ ઉર ધરકી-
યા ॥ ૧૧ ॥ દોહરા. ભાણવંશ ભવતરન-
કું સકલ ભયે જળ જહાજ; વિઘ્ન હરન મં-

ગલ કરન સંત સકલ શિરતાજ ॥ ૧૨ ॥
છપય. શ્રી ભાણુ ભજે ભવ મિટે રવિ રટતે સુખ પાવે, એમ નેમ શું જપે ગંગ સેવે અઘ જાવે; લક્ષ્ય સહિત હિતકારી લાલ સુમરે સુખ પાવે, રામદાસ કરી કૃપા ત્રિવિધિ તાપ તજાવે; મંગલરૂપ મોરારિકો મનન હરે ભવ આપદા; શામ જીવન ત્રીકમ કરો સુખ સેવકકું સર્વદા ॥ ૧૩ ॥ દોહરા. એમ ચરન રજવંદિકે સતગુરૂ પદ ધરિ આશ; કૃષ્ણદાસ કરજોડી કહે દિજે નિજપદ વાસ ॥ ૧૪ ॥

---

## છપય છંદ.

સુન અનહદકી ઠોર, ભાણુ ફોજ નિરભે ચડી;
પ્રથમ કુંવરજી સરદાર, ગુરૂસે ગુરૂ ગમ જ
ડી; રવીદાસ રંરંકાર, નામકી નોબત ગડી;
જીવણુદાસ જગજીત, મનસાકી તોડી કડી;
ખરો ખેલ ખીમદાસ, સુરત નીસાને ચડી;
સત નામી સ્યામદાસ, સુરત બ્રહ્મમાં ભલી;
ઉદાસી ઓંકાર ભજનમાં લાગી જડી; સંક-
રદાસ સનમુખ રહે, માધુ મંગળ ગાવે; ચ-
રણુદાસ નીરગુણુ, હરીદાસ સંખ બજાવે; દ-
યાળદાસ દીલમાંહી, કમળકુ નાદ સુનાવે;

સિ૦ ગરીબદાસ ગુલતાન, નીતહી કાવડ ફીરાવે; ૫૦
૯૮ હરખ સોક દો હારકે, સંત ચરણ રજ સીર
ધરી; કરજોરી કહે કૃશ્નદાસ, ગુરૂ ભાણુ ફો-
જ નીરભે ચડી ॥ ૧ ॥

---

અથ શ્રી વ્હાલજીરામ શ્રી મોચર સ્વામીના
શિષ્ય ભકત છોટાલાલ હરિભાઈ કૃત
મંગળા ચરણુ-ગુરૂ સ્તુતી.

હરિગીત છંદ.

શ્રી સ્વામી સદ્‌ગુરૂ ભાણુ પુરણ કામ સમર ૯૯
થ આપશો, જગ જાળ માળ વિશાળ ત્યા-

ભી સુત વિતાદિક દાપસો; આયે શ્રી ગુર્જ-
ર દેશમેં દીક્ષા વિરકતનકી ધરી, પ્રથમ
આદિ અનાદિ ગાદી ધામ શેરખીમેં કરી.
॥ ૧ ॥ અણુલિંગી સતગુરૂ ભાણુ સાહેબ
વશી શેરખી ધામકું, કિયેઉં શિષ્ય પ્રતાપિ
લખી સાહેબ શ્રી રવિ રામકું; નિજ ગાદી
આદિ અનાદિ જાની થાપી રવિગુરૂકું વહાં,
શ્રી ભાણુ સાહેબ આપ નિજપદ વાસ પુની
કીનો તહાં. ॥ ૨॥ રવિરૂપ રવિ સાહેબ ગુ-
રૂ નિજ ગાદી બૈઠેઉ પ્રેમસે, પ્રથમ દીક્ષા-
મંત્ર કીનો ભાણસુત શ્રીખેમસેં; પુની ખેમ
સાહેબ ગંગ સુતયુત ભેખ રવિગુરૂ તેં ગ્ર-

સિ૦ હી, આજ્ઞા રિવસેં પાય શાપર ગામ ધામ ૪૦
૧૦૦ વસે સહી. ।। ૩ ।। શિષ્ય તૃતીય રવિરામ
કે શ્રી લાલ લક્ષ્ય સહિતસો, વસેઉ પુર પા-
ટણુ વિષે જગજાલ માલ રહિતસો; રવિરામ
ગુરૂ કે શિષ્ય ચોથે રામદાસ ઉદારધી, તા-
હીકું ( નિજ ) ગુરૂ ગાદી થાપેઉ જાની સ
કુળ સુધારધી; રવિરામકે શિષ્ય પંચમે મો-
રારી મંગળ રૂપ હે, જેહી અનમી નર ચર-
ને નમીયા જો સકલ નરવર ભુપ હે; ખેમગં
ગ અરૂ લાલરામ મોરારી શ્રી મહારાજ હે,
રવિગુરૂ શિષ્ય સુજાન સબ જન છોટા શિ- ૧૦૦
રતાજ હે ।। ૫ ।। દોહોરો. પંચમ શિષ્ય-

રવિશામ કે, મોરારિ મંગળ રૂપ; તાકે શિષ્ય ઉદાર મતિ, વાલજીરામ અનુપ ॥ ૬ ॥ ગુરૂ વ્હાલ મોરાર પ્રતાપ તેં, છોટા છોટાલાલ; ચરન શરનમે ધ્યાય કે મોટા કીયા નિહાલ ॥ ૭ ॥

---

## શ્રી ગુરૂસ્તુતી.

॥ શ્રીગણેશાંય નમઃ ॥ છંદ હરિગીત ॥ ગુરૂ બ્રહ્મરૂપ અનુપ અવિચલ એક અજ વિ-ભુ શિવ હરી ॥ જે પ્રકૃતિ પાર અધાર ભ-વ સંસાર રચ લિલા કરી ॥ અગમ ગુરૂ

ચિ૦ ગમિંતા સત્ય વકતા સત્ય કારણુ ઐાતરી ॥
ભવફંદ છેદન હાર ગુરૂ રવિરામ મમ સંશ- ૫૦
૧૦૧ ય હરિ ॥ ૧ ॥ જ્યું કમલ પત્ર પયોધિ
ભિતર રહત નિસદીન આતરી ॥ ત્યું દયા
સાગર આપ જગમે પ્રગટી અતિ ક્રિડા ક-
રી ॥ જ્યું રવી પ્રકાસત તિમર નાસત ક-
મલ આદિક સુખભરી ॥ ભવ૦ ॥ ૨ ॥ જે
હિ રટત શેષ મહેશ મુનિજન ધરત ધ્યાન
મહેશ્વરી ॥ નહી અંત પાવત નેતિ ગાવત
કવન વિધિ અસ્તુતી કરી ॥ મતિ મોરિ
થોરી કઠોરી જડ જ્યું જાની અસ ચરને પરી
॥ ભવ૦ ॥ ૩ ॥ અતિ દયાધાર ઉધાર કા- ૧૦૧

રન જગતમેં પ્રભુ વપુ ધરી ાા તિમિર ના
શત ભવ પ્રકાશત સકલ કિલવિષ તુમ હરી ાા
તુમ' ચરણ આયે બોધ પાયે મોહ મમતા
પરી હરી ાા ભવ૦ ાા ૪ ાા નહી નીગમ
આગમ નેતી જાનું યોગ નહિ મોપે સરીાા
નહિ નેમ જપ તપ આદી જે તે બનત ન-
હી કલીમેં હરી ાા પતિત પાવન રાખો ચર-
ણે અરજ જનકી ઉર ધરી ાા ભવ૦ ાા ૫ ાા
ગુરૂ પંચકં યહ પઠતી જો નર પ્રેમ પુલકી-
ત નેમતેં ાા સો ભકિત જ્ઞાન વૈરાગયુત નર
વસત નિજપદ ખેમ તે ાા વૃશુભાન નંદની
દાસકી યહ વીનતી ઉરમેં ધરો ાા રવી એ-

મ ભાણુ દયાક્ર ગુરૂ મમ બુદ્ધિ બલ પાવન કરો ॥ ૬ ॥ ॥ ઈતિશ્રી ॥

॥ આરતી ॥ છંદ હરિગીત ॥ પ્રથમ આરતી પાપ મોચન કંજ લોચનકી કરો ॥ પ્રેમ યુત મન શુદ્ધ કરિકે ધ્યાન અંતરમેં ધરો ॥ કર ઘંટ ઘનન બજાય ચીત હરખાય જલયુત સંખસે ॥ મુખ નિરખી હરિગુરૂ સંતકો કરી દિપદાન અસંખ્યસે ॥ ૧॥ દુતીય આરતી દુખ વિનાસની રૂપ ભાસનાં નાથકી॥ નરદેવ વંદન ભુપ નંદન અવધપતી રઘુનાથકી ॥ જે ભકત પાલક અસુર ઘાલક બાલક રૂપ આપ લે ॥ પિતુ વચન આપ

પ્રમાન કરકે રાજ તજી કાનન ચલે ॥ ૨ ॥
ત્રય તાપ નાસનિ ત્રિતિય આરતિ કરત આ
રત યુતજનં ॥ પ્રભુ દિનબંધુ દયાલ દુઃખહુ
ર જલદસમ શ્યામલધનં ॥ ભુજ વામ ભા-
ગ બીરાજ સિતા અનુજ દછિન રાજીતં ॥
કરજોરી સનમુખ પૌંન નંદન મદન છબિલ
ખીલાજીતં ॥ ૩ ॥ અબ ચતુરથી પ્રભુ આ
રતી લખી ભારતી હરખીત ભઈ ॥ ગુનગન
વખાનતી ધન્ય માનતી પદ્મ આસનપે ગ-
ઇ ॥ નિજ તાત સન સબ વાત કરી તબ
ગાત પ્રફુલિત અજ ભયે ॥ આનંદકંદ કૃપા-
લ આરતી ધ્યાન ધરી દેખત ભયે ॥ ૪ ॥

પરપંચ તજી મન પંચમિ પ્રભુ આરતિ
અવધારીયે ।। ભવબંધ છોરી મરોરી જ-
મપુર ગર્ભવાસ ન ધારિયે ।। કલિકાલ કઠી-
ન કરાલકો ડર નેક ;તિનકો નહિ લગે ।।
જો કરત દરસન ભાવ ધરી તો જ્ઞાનકો દિ-
પક જગે ।। ૫ ।। યહુ આરતી વિધિ પં-
ચકી નર જો પઠે અરૂ ગાવહી ।। ગુરૂ ખે-
મ ભાણુ પ્રતાપ રવિકે ચારૂ ફલસો પાવહી।।
વૃશુભાન નંદની દાસકી યહુ વીનય રઘુપતિ
ઉર ધરો ।। ગુન ગાઉ હરિગુરૂ સંતકે મમ
બુદ્ધિ બલ પાવન કરો ।। ૬ ।। ઈતિશ્રી ।।

---

## सद्भाव विषे.

રાગ જંગલો ગવૈયાનો.

ભજતા નહિ ક્યું કુટીલ નીશદીન પતિત પાવનકું ॥ પતિત પાવનકું પ્યારે પતિત પાવનકું ॥ ભજતા ॥ ષટ રસ કારન રસના નહિ હે રી, ગોવિંદ શ્રી ઘનશામ જ્ઞાન નિધાન ગાવ્વનકું ॥ ભજ ॥૧॥ નયન દિએ યહ નરહરિ નિરખનનિહારી, મત માન નારિરિ દુર્મતિસેં નચાવનકું ॥ ભજ ॥ ૨ ॥ ચરન દિએ પ્રભુ નિલય ચલનકું રી, તજી શ્રેષ્ટતા સજી દુષ્ટતા ઈતઉતન ધાવનકું ॥ ભજ૦

 ॥૩॥ નહિ કાલા કરનેકું કર યહુ રી; હરિ 
 મંત્ર રાધેદાસ માલાસેં જપાવનકું ॥ ભજ૦
॥ ૪ ॥ ફિર ક્યા ફિકર કરની ઓકર કહો
કૌન હે અપના ॥ કૌન હે અપના પ્યારે
કૌન હે અપના ॥ ટેક ॥ હમ તુમ સબ પર
દેશી મિલે યહુ રી, સંસાર સુન સચ્ચા ક-
હે તો હે બડા સુપના ॥ ફિર ક્યા૦ ॥૧॥
અચલ નહિ તન ધન ધરની કછુ રી ॥ ખેં-
ચી રહા શિર કાલ ખંજર તાહિમેં ખપના
ફિર ક્યા૦ ॥૨ ॥ ઇનમે તે તું અભય ચ-
હે તો રી, પ્યારે પહિર લે સર્વાંગ સતગુરૂ 
શબ્દકા કફ્ના ॥ ફિર ક્યા૦ ॥ ૩ ॥ દેહ

ગેહુ તે સ્નેહુ રાધે તજી રી ॥ કર શિરૂ
શ્વાસો શ્વાસ સોહું શબ્દકા જપના ॥ ફિર
કયા૦ ॥ ૪ ॥ કરતા કુટિલ કયું નાહિ સ-
તત સંગ સંતનકા ॥ સંગ સંતનકા ॥
સતત સંગ સંતનકા ॥ ટેક ॥ કરતા૦ ॥
બહુત કહ્યો પુની બોધ ગૃહી કે રી,
હરતા ન કયુંરે હીનમતિ દુખકારી મલ મ
નકા ॥ ૧ ॥ સ્વારથમેં રહ્યો સાવધાન
પુની રી, ધરતા ન કયુંરે ધ્યાનમેં શઠ
શબ્દ સજજનકા ॥ કરતા ॥૨॥ વ્યાધિ વ્યતિ
ત તું હોત બહુત પુનીરી, જરતા ન કયું
શિર ચંડ ભય લહિ કાલ દંડનકા ॥ ક-

રતા૦ ॥ ૩ ॥ રાધેદાસ છલિ છુદ્ર છિલર તે
રી, ડરતા ન કર્યું મન સુઢ મતી ભવમેં
નિમજ્જનકા ॥ કરતા૦ ॥ ૪ ॥ કબલોં ર-
હેગા મસ્તરે મતિમંદ ફંદનમે, મતિમંદ
ફંદનમે રે મતિમંદ ફંદનમે ॥ કબલોં ॥
કટીભી લટી ઘટી વય પલટી સ્થિતીરી, તબ
લોંન તેરી બિલોકિ વૃત્તિ નંદ નંદનમે ॥ ક
બ. ॥ ૧ ॥ અસન વસન કો સ્મરન પ્રેશે
વહીરી, તબ લોંન ધાર્યો ધ્યાન છિન આનં-
દ કંદનમેં ॥ કબ. ॥ ૨ ॥ દશન ચલે ભઇ
કૃશ નવ તનું પુનીરી, તબ લોંન તોરાં તંત
મન જોર્યો મુકુંદનમે ॥ કબ. ॥ ૩ ॥ રાધે-

હાસ ગઈ બિત બહુત વય રી, તબ લૌંન છિન પન બીતી કભિ વૃજ ચંદ બંદનમેં ॥ કુ-બ ॥ ૪ ॥

---

## लावणी.

જય જય શ્રી પતિ જય ગીરીજા પતી જય જય જગ મંગલ કરતા ॥ જયસુખ સિંધુ દયા કે સાગર ॥ જય જય ભવ ભય કે હરતા ॥ ટેક ॥ પદ્મ ચક્ર દર સુંદર કર ધર વૈજયન્તી માલા ધરતા ॥ કંઠ કપાલ માલ ધર શંકર ભાલ બાલ શશી લે ફરતા ॥

જય જય ॥ ૧ ॥ વૈકુંઠ ધામ શામ સુંદર
વર વસત સદા જગ કે ત્રાતા ॥ રજત ગિ-
રી રાજત બંવ સેદક ભકત વિવશ યશકે દા
તા ॥ જય જય ॥૨॥ જય જય વિજય સુ
નંદ નંદ અરૂ ભદ્ર સુભદ્રનકે ભરતા ॥
જય જય જિનકે શાસનકું ગન રંગી ભં-
ગી સબ અનુસરતા ॥ જય જય ॥ ૩ ॥
મેઘ બરન તન તડિત પીતપટ અહિ રિપુ
વાહન હિતકારી ॥ ભુતિ વિભુષીત વ્યાઘાં-
બર ધર જય જય નંદીશ્વર ધારી ॥ જય
જય ॥ ૪ ॥ રમારમણુ શુભ રાસ રમે વ્હાં
ચીર દીપ્તિ ચમ ચમ ચમકે ॥ તાંડવ નૃ-

ત્ય કરે શંકર વહાં કિંકણી છમ છમ છમ છમકે ।। જય જય ।। ૫ ।। ઝમક ઝમક ઝાંઝર ધુની સોહત દીવ્ય કર્ન કુંડલ દમકે ।। ડમક ડમક ડમરૂ ધ્વનિ બાજત ધમક ધમક ધરની ધમકે ।। જય જય ।। ૬ ।। શ્રી શ ઇશ મુકિત કે કરતા ભકત સદા ઉ-રમે ધરતા ।। હરિહર ઇષ્ટ શ્રેષ્ટ શીર મેરે રા-ધેદાસ શંકટ હરતા ।। જય જય ।। ૭।।



तोटक.

અબ તો ભજરે હરીકું મનવા, પશુ તેરી

સિ૦ લહુયો નરકો તનવા; કર દેખ બિચાર નિ-
૧૦૭ જાંતરમે નહિ ચેતત દુષ્ટ બિચારનમે. ॥૧॥
લખચાર અશી અવતાર ધર્યો, ત્રિયગાદિક
હુઇ ભવમેં પ્રસર્યો ન વિચારન તેં ભવમેં
ભટકયો, અબ આન પર્યો ગૃહમેં અટકયો
॥ ૨ ॥ અબ કે ફિર જો ન વિચાર કરે,
તબ તો પુનિ તો શીર કાલ ફિરે, ફીર કોઇ
ઉપાય વહાં ન ચલે, જીનતેં સુર આદિક
સધ છલે ॥ ૩ ॥ મુખ રાખી અધો તું
જ્યાં લટકયો, કરી કોલ તહાં, ફરી તું છટ-
કયો, ઓહી કોલ યહાં ન તુજે ખટ-
કયો, ધરીએક હરિ સ્તુતી મેં ન ટ-

કચો ાાં ૪ ાા લહી પુત્ર વધુ ધનકું ફટ-
કચો, પરમારથકું પકરી પટકચો; કરી ક્રૂર
કઠોર બિચાર હદે, મુખ તે દુખભંજનકું
ન વદે ાા ૫ ાા એહી કારન હે નર દેહ
નહી, ઉનકી સુધ સ્વારથ તે ન રહી; સબ
સ્વારથ સંકટ કારક હે, ભવતે પરમારથ
તારક હે. ાા ૬ ાા સુત સુંદરી નર્ક બઢાવન
હે, ઈનમેં પ્રભુ નામહી પાવન હે; ગૃહ મો
હ મહા દુખકારક હે, ગુરૂકો મઠ શંકટ હા-
રકહે ાા ૭ ાા પુનિ મિત્ર સમસ્ત મહાગ-
દ હે, શુભ સંતન સંગ સુખપ્રદ હે; વિષ-
ચોંકી કથા વિષદાયક હે, હરિ નામ કથા

સિ૦ બડી સ્હાયક હૈ ।। ૮ ।। મમતા મન આ- પ્ર૦
ધિ બઢાવનિ હે, સમતા સબ તેં પુની પાવ-
૧૦૯ ન હે; રિપુ કામ રૂ ક્રોધ બડે કપરે, ઈન-
તેં બચનેંકું પ્રભુ જપરે ।। ૯ ।। કહુનેંકી
કહી હુમનેં સબહી, કોઇ લાઘવત ન તથા
પી રહી; કહે રાધે કહી ચિત્ત મેં ધરરે,
ફીર જો કરની હોય સો કરરે ।। ૧૦ ।।

---

રાગ થાળ ૧.

ચેતન થઈ ચાલને મન પ્યારા, કર વીચાર
વારંવારા ।। ચેતન ।। ટેક ।। લખ ચોસશી
ફરી ફરી આયો, સ્વાન સુકર થઈને ભટકાયો; ૧૦૮

હવે મોઘો માનુષ્ય દેહ પાયો ॥ ચેતન. ॥ ૧ ॥ માતુ ઉદરમાં ઉંધે મુખ ઝુલ્યો, જોને સંભાળીને શું ભુલ્યો; હવે ગાફલ સમજ કેમ ડુલ્યો ॥ ચેતન. ॥ ૨ ॥ બાળપણું સબ ખેલત ખોયો, જુવાન થઈ યુવતીમાં મોહ્યો; વૃદ્ધપણામાં જન્મ વગોવ્યો ॥ ચેતન. ॥ ૩ ॥ ધન જોબન મદમાં બહુ માતો, સગા સંબંધીમાં ગુંચાતો; પાછો ગયો ચોરાશી ગોથાં ખાતો. ॥ચેતન.॥૪॥ ગાડી ઘોડા સુખ દેખી રાજી, બાગ બગીચે ભુલ્યો પાજી; નથી જોતો રહ્યો છે કાળ ગાજી. ॥ ચેતન. ॥ ૫ ॥ કાચી કાયા

સ્વિ૦ ભરી અસારે, મલ મુત્રનો છે ભંડારે; અં- પ્ર૦
તે વણસી જાસે નીરધારે ।। ચેતન. ।। ૬ ।।
૧૦૯ હરી ભજ તજ અંતરથી માયા, ધન
જોબન બાદલની છાયા; એમ જાણી હરી ભ-
જેતે ડાહ્યા ।। ચેતન થઇ. ।।૭ ।। ચતુર થ-
ઇ ચેતી લે ભાઇ, હરી ભજી કર સુફલ ક-
માઇ; અંતે સાચી શ્રી ગુરૂની સગાઈ ।। ચે-
તન. ।। ૮ ।। ધાઇ ધુતી ધન ભેળું કરવું,
જાણે મનમાં નીશ્ચે મરવું; એમ સમજી
હરી ચરણે ચીત ધરવું ।। ચેતન. ।। ૯ ।।
હરી ગુરૂ સંત સેવો ચીત આણી, જગત
પસારો જુઠો જાણી; ત્યારે મટશે ચોરાશી- ૧૦૮

ખાંણી. ।। ચેતન. ।। ૧૦ ।। કહેતાં કે હેતાં પાર ના આવે, થોડામાં સમજે સુખ પાવે; રાધેદાસ ગુરૂ કહી સમજાવે ।। ચેતન થઇ ચાલને મન પ્યારા ।। ૧૧ ।।

---

રાગ ગોડી. પદ ૧

રામ રટો દીન રાતી મનવા મેરા રામ રટો દીન રાતી, શુદ્ધ બિચાર કરો મેરે પ્યારે તજી અંતરકી કાતી, મનવા મેરા રામ રટો દીન રાતી ।। ટેક ।। અંતર મલ ત્યાગે બીન સમરન હૈ જલ મંથન જૈસા, કંઠ શીલા ધરી સાગર તરના વીર લહેગા

કૈસા; ।। મનવા. ।। ૧ કામ રૂ ક્રોધ તમામ પ્ર૦
સિ૦ તજી કે મન મમતાકું નિકારી, આશા
૧૧૦ તૃષ્ણા લોભ અસૂયા યહ સબ દોષ બિસા-
રી ।। મનવા. ।। ૨ ।। રાગ રૂ દ્વેષ પરાઇ
નિંદા દૂર કરો ચિત રહાઇ, ત્યાગ કરી સ-
બ સ્વારથી નાતો સૂન્ય મે ધુન લગાઇ;
।। મનવા. ।। ૩ ।। ભવ જલ નાવિક રામ
બીના કોઈ હે નહિ સો મનમાની, અજપા
જાપ જપો સુખદાયક તજી માયા મસ્તાની;
।। મનવા. ।। ૪ ।। કહે રવિભાણ ગુરૂ કે
પ્રતાપે રાધેદાસ પુકારી, રામ શરન બીન
સાર કછુ નહિ સો સુન લ્યો દ્રઢ ધારી; ૧૧૦

॥ મનવા ॥ ૫ ॥

પદ. ૨

શ્રી ગુરૂકી બલીહારી આ જગમે શ્રી ગુરૂ-
કી બલીહારી. શ્રી ગુરૂ ભકિત બિના જન
ભટકત જાત જનમ ફલ હારી ॥ આ જ-
ગમે ॥ ટેક ॥ નારદ સારદ શુક સનકાદિક રૂ-
ષી સહસ્ત્ર અઠયાશી, ગુરૂ ભકિત બિન કો-
ઈ ન સીધ્યાં દેખો સબ ગ્રંથ તપાશી;
॥ આ જગમે. ॥ ૧ ॥ ગુરૂ બિન જ્ઞાન બુ-
ઝાવન હારા હે નહિ આન બિચારો, તા-
તે ગુરૂકો સમરન કરનો એહી સિદ્ધાન્ત
હમારો. ॥ આ જગમે. ॥ ૨ ॥ કોટિક જ-

સિ૦ ન્મકો કષ્ટ કઠિન સો ગુરૂ બિન કોન કટા-
૧૧૧ વે, તારન તરન ત્રિલોક બિશે સો હાની ૫૦
હરેક હઠાવે ॥ આ જગમે. ॥ ૩ ॥ લક્ષ્ય
અલક્ષ્ય રૂ અગમ નીગમકી ગુરૂ બીન ગમ
કહાં પાવે, ઓહં સોહં શબ્દકી રચના
તાબીન કોનં પઢાવે ॥ આ જગમે. ॥ ૪॥
શ્રી રવિભાણુ ગુરૂકે બલ તે રાધેદાસ ઉચ્ચા
રે, દુસ્તર યહ ભવસાગરમેં તેં ગુરૂ બી-
ન કો નહિ તારે ॥ આ જગમે. ॥ ૫ ॥

પદ. ૩

શુભ લક્ષણ ચીતધારો, સાધુ ભાઈ શુભ લ-
ક્ષણ ચીતધારો; શુભ લક્ષણ ધારે બીન જ- ૧૧૧

ગમે સુફલ નહિ જનમારો ॥ સાધુ ભાઈ. ॥ ટેક. ॥ કારન કવન કહો સબ સંતો ભેખ ભયો હે તુમારો; વાકો પ્રથમ બિચાર કરો તુમ વ્યર્થ બીમારી ન ડારો ॥ સાધુ ભાઈ. ॥ ૧ ॥ જ્ઞાન ધ્યાન ધીરજ મન ધરકે સતગુરૂ શબ્દ ઉચારો, પરધન પર ત્રીયકી મમતાકા મન તેં મુળ નિકારો; ॥ સાધુભાઈ. ॥ ૨ ॥ મંદિર છાંડ મચાઇ મઠ કું માયાકો ધરી લ્હારો. ઈત ઉત મત દોરો ભઇ બૌરે. જાનો બિશય રસ ખારો ॥ સાધુ ભાઈ. ॥ ૩ ॥ અગમ અગો- ચર અલખ નિરંજન નિશદિન સોઇ ઉચા-

સિ૦ રો, દેહુ વીશે આતમ બુદ્ધિ કું અનુભવ પ્ર૦
તેં ઝટ જારો ॥ સાધુભાઇ. ॥ ૪ ॥ શ્રી ર-
૧૧૨ વિભાણુ ગુરૂ કરૂના તેં આવેગો ભવ આ-
રો, રાધેદાસ રટે રજની દિન એહી ઉપદે-
શ હમારો ॥ સાધુભાઈ. ॥ ૫ ॥

પદ. ૪

સંત સેવા શુભ કીજે પ્યારે મેરે સંત સે-
વા શુભ કીજે; સંત સેવા બીન જો કછુ
કહુની તાકું નાંહી પતીજે ॥ પ્યારે મેરે.
॥ ટેક. ॥ નારદ દાસી પુત્ર કહાવે, લહ્યો
સંત કો સાથા; ચરનોદક પુની પ્રેમ ૧૧૨
પ્રસાદી લેવત ભયો હે સનાથા ॥ પ્યારે મેરે.

॥ ૧ ॥ ભેકીનીકે સુત મુની માંડવ સો, હરી ગુરૂ સંત પ્રતાપે; શુલી નીવારન કારન દીની યમકું શીક્ષા આપે ॥ પ્યારે મેરે. ॥ ૨ ॥ રોહીદાસ ચમારનં વાકું ભજન પ્રતાપ ભયે તે, યોની અધમ તજી ઈશ્વર ચીન્યા ભકત રાજ કહને તે ॥ પ્યારે મેરે. ॥ ૩ ॥ રજબદાસ પરમ પંડિત સો સંતનકી કરૂના તે, ઈશ્વર ચીની તજયો ભવ સંકટ અબ લોં સબ ગુન ગાતે ॥ પ્યારે મેરે. ॥ ૪ ॥ સતગુરૂ શ્રી રવિભાણ કૃપા તેં તરે બિકટ ભવ સીંધુ; રાધેદાસ કહે સંત સમાગમી લહે ભવ સાગર બીંદુ ॥ પ્યા-

સિ૦ રે મેરે. ॥ ૫ ॥ પ્ર૦

પદ. ૫

૧૧૩ સાધુ નામ સુધારો સંતો ભાઈ સાધુ નામ
સુધારો; શ્રી પતી જાકું સમરન નિશદીન
સોઈ સદા ચિત ધારો. ॥ સંતોભાઈ ॥ ટેક.॥
તૃષ્ણાતીત બની કે સબહી કામ ક્રોધકું
બિસારો, એક અલખમે લક્ષ્ય લગાકે સત-
ગુરૂ શબ્દ ઉચ્ચારો. ॥ સંતોભાઈ. ॥ ૧ ॥
તામસ ભોજન ત્યાગ કરીકે પંચ બીશય
કું જારો; યમ નિયમાદિક અષ્ટયોગકા
સાધન સબહીં સુધારો ॥ સંતોભાઇ. ॥ ૨ ॥
મન કર્મ બચનન તેં કરી નિશ્ચય અંતર ૧૧૩

શત્રુ બિડારો; જીનતેં જનમ મરન દુઃખ છુટે વાકું ભજો કરી પ્યારો ॥ સંતોભાઈ. ૩ ॥ અજરામર પ્યાલા ગુરૂ પાકે સબમેં બોલન હારો, ભીતર ભરમ કુલપકું ખોલી બ્રહ્મ બતાવે ન્યારો ॥ સંતોભાઈ. ॥ ૪ ॥ શ્રી રવિભાન ગુરૂ કરૂના તેં રાધેદાસ કહે ધારો; સતગુરૂ સત્ય ઓર સબ મીથ્યા એહી ઉપદેશ હમારો ॥ સંતોભાઇ. ॥ ૫॥

---

પદ ૧.

કયું હરીનામ વિસારા ( એ રાગ. )

મિથ્યા પ્રપંચમે મોહ્યો, મનવા કયું ભવ

 ખોસે ॥ટેકા॥ કહાંસે તું આયો કહાં તેરે જાના, 
 વામે જીવ ન પ્રોયો ॥ મન ॥ ૧ ॥ ભાર અ-
પાર સંસાર કો મુરખ, અપનો ગની શીર
ઢોયો ॥ મન. ॥ ૨ ॥ જનમ મરન ભય જા-
ય જીસીસે, ઐસો ન બીજ તેં બોયો ॥ મ-
નવા. ॥ ૩ ॥ સંત સેવા રૂપી નિર્મળ જળશે,
મદરૂપી મળકુ ન ધોયો ॥ મનવા. ॥ ૪ ॥
દેખી ભયંકર કિંકર યમકે, રામ તજી શઠ
રોયો ॥ મનવા.. ॥ ૫ ॥ રાધે સમાધી
સજી તજી આધી, જગતપતીકું ન જોયો
॥ મનવા. ॥ ૬ ॥ પદ ૨ જું. જો ઇતને
ગુન ધારે સો મેરે પ્રાનસે પ્યારે, ॥ ટેક. ॥ 

નીંદા સ્તુતી સારૂ રાગ અસુયા, ઊનકો મુળ ઉજારે, ॥ સો મેરે ॥ ૧ ॥ રટનમે નીરંતર રાજી, પુણ્યમે જાદે ઉદારે, ॥ સો મેરે ॥ સંત સેવા કરે તન મન ધનશે, ગોવીંદ ગુરૂકુ ની હારે ॥ સો મેરે. ॥ ૩ ॥ પરધન પરત્રી-ચીતસે ન ચાહે, વીશ્વપતીકુ ન વીસારે. ॥ સો મેરે. ॥ ૪ ॥ નાસ્તીકકો મુખ સુપને ન નીરખે; જુઠ બચન ન ઉચ્ચારે ॥ સો મેરે. ॥ ૫ ॥ રાધે જો રાધે રમન રટી અ-પનો, કુલ ભવજલસે ઉગારે ॥ સો મેરે.॥૬॥

પદ. ૧

આ છેની કે ભીલની કે બેરલાઈ (એ રાગ)

દેખો કછુ જાગી જાગી, પીછે પસ્તાવોગેરે
સિ૦ ।। દેખો કછુ. ।। ટેક ।। મનુષ્યકો પાયો અંગ, પ્ર૦
૧૧૫ રૂચ્યો નહી રામ રંગ; કરી કે કુસંગ જૈસે,
આયે એસે જાવોગેરે. ।। દેખો કછુ ૧ ।।
કૃમી કીટ કટે કોટી, ઊંચે પાઉં નીચે ચો
ટી; છુટે વ્હાંસે લોટી, ઊહાં મુખ કયા દી-
ખાઓગેરે. ।। દેખો કછુ ।। ૨ ।। ખેલે લરીકા-
ઇ પાઇ, કીયે ભોગ યુવા માંહી; બન્યો ના
બુઢાઇમેં તો, કયા તહાં સુનાઓગેરે.
।। દેખો કછુ ।। ૩ાસુનો કહે રાઘેદાસ, છાંડી
કે તમામ આશ; રટો રામ શ્વાસો શ્વાસ;
પરંપદ પાવોગેરે. ।। દેખો કછુ ૪ ।। ૧૧૫

## રાગ બીહાગ.

ધરણીધરનુ ધ્યાન, ધર ઝટ ધરણીધરનું ધ્યાન; કાળ કરે કર વાળ ગ્રહી રહયો, તાકી નીત્ય નીશાન ।। ધર ઝટ. ।। ૧ ।। કોટીવાર કહ્યું તદપી કશું, લેશ ન ધર્યું કાન; હજુ સમજ શઠ થઇશ નીકર હજુરમાં હેરાન. ।। ધર ઝટ ।। ૨।। સદન સુંદરી સુત તજી જાવું સમય પર સ્મશાન; દમડી સાથ ન દેખું જો કરયું, પાઇ પુણ્ય ન દાન. ।। ધર ઝટ ।। ૩ ।। શ્વાન શુકર થઈ ભમ્યો, તવશાની હોયે શાન; હવે ના હેવાન થા ચટ, માનવી થઇ માન ।। ધર ઝટ. ।। ૪ ।। સજ ક્ષમા ભજ રમા-

સિ૦ પતી તજ તમામ ઊર અભિમાન; જો ન પ્ર૦
૧૧૬ પછી જગપતી મળે તો, રાધેદાસ જમાન.
।। ધરઝટ. ।। ૫ ।।

પદ ૨ બીજુ

ખોટું શું ન કરાય. ખળથી ખોટું શું ન કરાય; કાળની પણ ફાળ જેને, કાળજે ન જરાય. ।। ખળથી ।। ૧।। દાંતમાં વીષ સાપને, રહ્યું માખને શીર લેશ; પુંછમાં વીષ વીછીને એને ચરણથી કેશ ।। ખળથી. ।। ૨ ।। પરમ કઠીન સ્વભાવથી દીલ દગો ધરી નમનાર; ચાપને એ પાપના, ગુણથી જીવ ૧૧૬
જનાર. ।। ખળથી ।। ૩ ।। સ્નેહથી સજન તણે

મન, કોપ રહે ન જરીક; આ અધમને વા-
રીએ તો, થાય તરત અધીક ।। ખળથી ।। ૪ ।।
શયન 'કીધું' શ્રીપતે, ગણી સાપ એથી સુ-
શીલ; રાધેદાસ ન બાંધવી, મતી મંદ સા-
થે મીલ ।। ખળથી. ।। ૫ ।।

પદ ૩ ત્રીજું.

અધીક આયુષ્યવાન, ખળ હો અધીક આયુ-
ષ્યવાન; ખળ ખલકમાં હોત ના તો, સંતને
ક્યાં માન ।। ખળ હો. ।। ૧।। કોણ જાણત
વસ્તીનું સુખ, હોત જો નાહીં રાન; ગુણ ની
પુણ્યનો કેમ જણાત, ન હોત જો નાદાન.
।। ખળ હો ।।૨।। સોંદ્ધ કેમ સમજાત કડવાશ

સિ૦ ને જન વણુ કર્યે પચપાન. ા ખળ હો ા૩ા પ્ર૦
૧૧૭ કોણુ જાણુત કાચ વણુ, મણી કેરૂ મુલ મ-
હાન; કાગ ન હોત તો વખાણુત, કોણુ કી-
રનું ગાન ા ખળ હો. ૪ા ખળ તણી ખળ-
તા તણું, નાં હોય જયાં લગી ભાન; રાધે
ત્યાં લગી થાય નહી ગુણી સંતજનનું જ્ઞાન
ા ખળ હો. ૫ ા

પદ ૪ થું.

ના ગમે સહુવાસ ખળનો, નાગમે સહુવાસ;
ખળ તણું શુણી નામ ઉમજે, તરત તન-
માં ત્રાસ ા ખળનો. ૧ ા વીષમ મનમાં છે ૧૧૭
ન કરવો, વીકટ વનમાં વાસ; કંદ મુળ અ-

ગુરુકુળ અથવા, છો થતા ઉપવાસ ॥ ખળ-
નો. ૨ ॥ નર્ક માંહે નીવાસવું વા, સ્વર્ગમાં સુર
પાસ; ગરબડી ગીરીથી મરી જવું, તોય કષ્ટ
ન ખાસં ॥ ખળનો. ૩ ॥ જળ વીષે જઈ બુ-
ડવું કે, બળવું મુકી હુતાશ; કોટી એવાં
કષ્ટથી, ન થવાય લેશ નીરાશ ॥ ખળનો. ૪ ॥
વારવાર વીચાર કરીને, કહે રાધેદાસ; દુષ્ટ-
થી રહેવાય દુર એ, ધો સદા અવીનાશ
॥ ખળનો. ૫ ॥

પદ ૫ મું.

કેમે ખળ ન જીતાય, સંતથી કેમે ખળ
ન જીતાય; સંતની કૃતિ સવળી એને અ-

સ૦ વળી સર્વ જણાય ાા સંતથી. ૧ ાા મૌન પણું પ્ર૦
૧૮ મતીમંદને મન માન માગ્યું મનાય; બોધને
બકવા ગણે, શઠથી ન ખરૂં સમજાય ાા
સંતથી. ૨ ાા પાત્ર માંહી ઉદારતા તે, ઉડાઉ
પણું કહેવાય; દાન દેવા દ્રવ્ય લે તો, લો-
ભ તે લહેવાય ાા સંતથી. ૩ ાા તીવ્ર તપ તે
દંભ, દુષ્ટની દ્રષ્ટીએ દેખાય; સ્નાન ગુરૂ સે-
વા પુજા, તે ઢોંગ સર્વ ગણાય ાા સંતથી. ૪ ાા
શુળીને શઠ બેય રાધે, બે રીતે વશ થાય;
જુતીથી મુખ તોડતાં કે, દુર જો રહેવાય ૧૧૮
ાા સંતથી. ૫ ાા

## પદ ૬ ઠું

સત સેવે સુખ થાય, જગમાં સંત સેવે સુખ થાય; કલ્પ વૃક્ષ સમાન, કરૂણા સંતની કહેવાય ।। જગમાં. ૧ ।। સંતના દર્શન થકી, અઘ ઓઘ દુર પળાય; ચરણુ જળનું પાન ગંગા પાન તુલ્ય ગણાય ।। જગમાં. ૨ ।। બ્રહ્મ પુજન જેવું પુજન, સંત કેરૂ સદાય; સંતને સંતોષતાં, ફળ યજ્ઞથી વધી જાય ।। જગમાં. ૩ ।। આધી વ્યાધી ઉપાધી, ભવ ભય ના જરાય જણાય; સંતની કરૂણાથી થાયે, રંકનો પણ રાય ।। જગમાં. ૪ ।। અબ્ધીને આકાશનો, કદી પાર પામી શકાય;

સિ૦ સંત સેવા ફળ તણો, રાધે ન પાર પમાય પ્ર૦
॥ જગમાં. ૫ ॥

૧૧૯ પદ. ૧ લું

હું તો ભુલી મારા મોતીડાનો હાર (એ રાગ.)
હું તો ભુલી મારા મનડાનું ભાન, ગુરૂને
જોઇ હો સખી. ॥ટેક॥ હું તો ભવ ભય ભાગે
એવું ભીતર ભરવાય મને તેડી છેટેથી કરી
શાન ॥ ગુરૂ. ૧ ॥ કોમળ વાણીથી કૈક કહી
ને મને, કીધી ગુરૂ મંત્ર ગુણવાન ॥ ગુરૂ. ૨ ॥
આશના પાશનો ત્રાસ મટાડયો, મને દી-
ધું અભય એવું દાન ॥ ગુરૂ. ૩ ॥ જયાં હું ૧૧૯
જોઉં ત્યાં દેખું સભર ભરેલો, મને મનમાં

તે દીનું લાગ્યું તાન ।। ગુરૂ. ૪ ।। માગો ભ-
વો ભવ એમનું રાધે, સાધી સમાધી રૂડું
ધ્યાન. ।। ગુરૂ. ૫ ।।

પદ ૨ જું.

મેં તો છોડયો હવે સકળ સંસાર, અસાર
જાણી હો સખી. ।। મેં તો. ।। ટેક ।। લાલચમાં
કોઇ લંપટ ન થશો, છે નહી લ્હાંણુ લગા
ર ।। અસાર. ૧ ।। સારે નશીએ મળ્યા સત-
ગુરૂ સાહેબ, બેડો ઉતાર્યો તેણે પાર ।। અ
સાર. ૨ ।। સ્વારથીયો મને સમજાયો સઘળો
પુઠે પડેલો પરીવાર ।। અસાર. ૩ ।। મહા ર
સનો પાયો પ્યાલો ગુરૂએ, થઈને અપાર

ઉદ્દાર ॥ અસાર. ૪ ॥ રાધે છોડાવ્યું ભવ ભટકણુ એવા, ગુરૂનો ન ભુલુ ઉપકાર ॥ અસાર. ૫ ॥

પદ. ૧

હવે તો હરીને ભજોરે ભજો. ( એ રાગ. )

વેગે આ વગમાં વળોરે વળો, મનવા ॥ વેગે આ ॥ ટેક ॥ પ્રાણ પળે પણ પાપ ન કરવું, પુણ્યને પંથે પળોરે પળો ॥ મનવા. ૧ ॥ પંચ વીષય રૂપી સબળ શત્રુનું, દળ શમ દમથી દળોરે દળો ॥ મનવા. ૨ ॥ ખેલ લહી ખળના ખટપટીયા, ખંત ધરીને ખળોરે ખળો ॥ મનવા. ૩ ॥ પીંડ બ્રહ્માંડની રચનાનો રાધે કર્તા કીયો તે કળોરે કળો ॥ મનવા. ૪ ॥

પદ ૨ જુ

રીધી આ પહેલી રળોરે રળો મનવા રીધી આ ॥ ટેક ॥ ચંચળા ચપળાના ચાળા નીહાળી, ચીતથી રજના ચળોરે ચળો ॥ મનવા. ૧ ॥ પરનું ન છીદ્ર પ્રકાશ કરો કશું, છતથી છકી ના છળોરે છળો ॥ મનવા. ૨ ॥ સંત મહંતને તંત કરીને, માન તજીને મળોરે મળો ॥ મનવા. ૩ ॥ રાધે આમ કર્યાથી સ્વદેહે, બ્રહ્મમાં ભાવે ભળોરે ભળો ॥ મનવા. ૪ ॥ પદ ૩ જું. હવે તો કહ્યું આ કરોરે કરો હદ થઈ. ॥હવે તો ॥ ટેક ॥ સંત ગુરૂ કે હરીને શરણે, ચરણ આ ચો-

 પે ભરોરે ભરો ॥ હદ થઈ૧॥ ભવમાં ભ- 
મ્યામાં પાર ન રાખ્યો, હવે એમાં મનને
 ધરોંરે ધરો. ॥ હદથઈ ૨ ॥ શામ મટીને શ્વેત
થયા કેચ, ફાંકડા થઈ શું ફરોરે ફરો.
॥ હદ થઈ ૩ ॥ ગંગોદક ગુરૂ શબ્દ રાધે, હૈ-
યાના મળને હરોરે હરો ॥ હદ થઈ. ॥

પદ ૪ થું.

આટલું મનમાં ધરોરે ધરો, ॥ અંતે આટલું
॥ટેક॥ પ્રભુની પ્રતીમા હોય ત્યાં આ, ઠીક નયન
જઇ ઠરોરે ઠરો ॥ અંતે. ૧ ॥ દુષ્ટ વચન દુ-
ર્વ્યસન દગો લહી, દુરથી દીલમાં ડરોરે
ડરો ॥ અંતે. ૨ ॥ નર તન ધરી ન કરે જે 

હાવું, જાણો તે નરમાં ખરોરે ખરો. ॥ અં-
તે. ૩ ॥ રાધે આ રીતે ભવસાગર, તરત
સુખેથી તરોરે તરો ॥ અંતે. ૪ ॥

રમતે રામ ફકીર ( એ રાગ. )

ચલના યહાંસે જરૂર, કોઇ દીન સંત સુજાનો,
॥ટેક॥ અગમ વીકટ રસ્તા નહી કોઇ સાથી,
કરની મુસાફરી દુર ॥ કોઇ દીન. ૧ ॥ બીના
પહીચાન વાલે રહેંગે વ્હાં સંગી, યમકે
કીંકર ક્રુર ॥ કોઇ દીન. ૨ ॥ કરતુત જે-
સે વૈસી સહી કે વીપતી, હોના યમકે હુ-
જુર ॥ કોઇ દીન. ૩ ॥ બની હુઈ બંદકી કો
બુંદકે જૈસી, ઉસે મત હો ગરૂર ॥ સો-

ઈ દીન. ૪ ।। પુણ્યદાન રૂપી રખો સંગમે ખા ૪૦
સિ? ના; ઊહાં નહી દાળ રૂકુર ।। કોઇ દીન. ૫ ।।
૧૨૨ હુમેશાં સયાને રહો સાવધ સબહી, નીકો ના
ફીકો પડે નુર ।। કોઈ દીન. ૬ ।। પીછે પહી
લે પ્યારે સબ કોઈ ચલેંગે, મીર મહીપ
મજુર ।। કોઈ દીન. ૭ ।। રટત હે રાધે જપી
જગત પતીકું, ચેતી કે રહો ચકચુર ।। કો-
ઈ દીન. ૮ ।।

પદ ૨ જું.

કરના હે એહી કામ સબકું છાંડી કરીકે,
દેહુ રૂ ગેહુકો સ્નેહ બીસારીકે, રટના નીશ-
દીન રામ, સબકું છાંડી કરીકે. ।। ૧ ।। ૧૨૨

અજર અમર મેં જોડી મનકી કલ્પના, બસ-
ને અક્ષર ધામ ।। સબકું. ૨ ।। પરમ વી-
રામ પામી તજી કામ કામના, દામ રૂ વા-
મ મુકામ ।। સબકું. ૩ ।। ગગન મંડળમેં
જોડી લક્ષકું જપવો; અજપા જપ આઠો જા
મ ।। સબકું. ૪ ।। કહત હે રાધે સતગુરૂ ક-
રૂના તેં નીશ્ચલ કરનો હે નામ ।। સબકુ. ૫ ।।

પદ. ૧ લું.

બીજે બાજે હો લાલ તોરી પીંજણી (એ રાગ.)
ચેતો ચેતો હો કાલ શીર ઘુંમત હે, ઘું
મત હે કયું વ્હાં સોવત હે. ।। ચેતો ચે-
તો ।। બેદ પુરાનકું બાંચી બીસાર્યો, ખેલ-

સિ૦ મેં કયું તક ખોવત હે. ॥ ચેતો ચેતો ૧ ॥
જીયત કછુ ન કીયો ભીલી સબને, રંક બની પ્ર૦
૧૨૩ પીછે રોવત હે. ॥ ચેતો ચેતો ૨॥ મીચ્યાકું
અપનો મનમાની, ઢીઠ કયું નીશદીન ઢો-
વત હે ॥ ચેતો ચેતો. ૩ ॥ રાધે નર વપુ
ધારણ કરકે, બુદ્ધી બીના કયું બગોવત હે
॥ ચેતો ચેતો. ૪ ॥

પદ બીજું

દેખો દેખો કરી કે ખુલી દોઉ અખીયાં ॥દે-
ખો ટેક ॥ ખા ખીલાયો ના પુણ્ય કીયો પીછે,
પાઊ ઘસત કૈસી મધુ મખીયાં ॥ દેખો. ૧ ॥
ગીલકું દેખી લુભાઇ ગઇ પીછે; જલ બીન ૧૨૩

કેસી સુરત મળીયાં ॥ દેખો ૨. ॥ ચુક ગયે તો સાહ્યું કરેંગે નાંહી, જ્યારે સપુત સુતકે સખીયાં ॥ દેખો. ૩ ॥ સો ન દુખી યહ બાતાં જીસીને, હૃદય પટમાં રખીયાં ॥ દેખો. ૪॥

તમે પહેરો તમો પહેરો સોહાગણ ચુડીયાં
( એ રાગ.)

સંતો પીજો સંતો પીજો હરી રસ ચહીને ટેક. ધ્રુવને પ્રલ્હાદે હરી રસ પીધો આવ્યા જે સારૂ હરી નર થઇને ॥ સંતો ૧ ॥ હરી રસ ભોગી વીભીષણ તેને, કર્યો લંકાપતી કરગ્રહીને ॥ સંતો. ૩ ॥ સુગ્રીવ કપીને હરી રસ પાઇને, થાપ્યો ભકત શીરોમણી

સિ૦ કહીને ।। સંતો. ૩ ।। નીજપદ દીધું હરી રસ પ્ર૦
૧૨૪ બળથી, ફળ સવરીનાં જુઠાં ખઇને ।।સંતો.૪।।
સ્વાદ એ કર્યું પુટે સતગુરૂથી, રાધે જાણે
પીચે જે જઇને ।। સંતો. ૫ ।।

પદ ૨ જું.

તે પીડાયા તે પીડાયા જે હરીને વીસરીયા
।। તે પીડાયા. ટેક।। રાવણ કુંભકરણ કચરાયા,
હરી દ્રોહી હતાં મદ ભરીયા ।। તે પીડાયા. ૧ ।।
હીરણ્યકશીપુ હરી વીમુખને હણવા, પ્રભુ
સ્તંભમાંથી અવતરીયા ।। તે પીડાયા. ૨ ।।
કંસ કેસી હરી દ્રેસી લહીને, કાળે કયાંય ૧૨૪
તે સઉને કચરીયા ।। તે પીડાયા. ૩ ।। શીશુ

પાળ આદી તજી હરી રસને, ભવ ભટકણુ-
થી ન ઉગરીયા ।। તે પીડાયા. ૪ ।। એવા હુ
જારો હરી રસ વીમુખી, કોણે જાણ્યા કયાં
જન્મ્યા કયાં મરીયા ।। તે પીડાયા. ૫ ।।
રાધે ભવોભવ તેજ દુઃખીં છે, હરી દોહુ-
થકી જે ન ડરીયા ।। તે પીડાયા. ૬ ।।

પદ ૩ જું.

હુવે જાગો હુંવે જાગો, જગત જુઠું જાણી,
।। હુવે જાગો. ।। ટેક. ।। ઘોર નીશામાં ઘ-
ણા દીન ઘોર્યા, ઘુમ્યા ભવ ભટકણુની ઘા-
ણી ।। હુવે. ૧ ।। પંચ વીષયને છ રસ વસ
થઇને, મજા ભકતીના રસની ન માણી

॥ હુવે.૨ ॥ પલકે પાંચ પચાસે જાશો, રહે-
સિ૦ શો કયાં મળશે રેઠાણી ॥ હુવે. ૩ ॥ સંત પ્ર૦
૧૨૫ ને શાસ્ત્ર જગાડયા ન જાગ્યા, ધર્યો જન્મ
કર્યો ધુલધાણી ॥ હુવે. ૪ ॥ ચેતો સવેળા
આ વેળા વટે છે, પાળી કરશો કયાં વહી
ગયે પાણી ॥ હુવે. ૫ ॥ નેનમાંથી ઘેન મો-
હનું કાઢો, રાધેદાસની સાંભળી વાણી
॥ હુવે. ૬ ॥

પદ ચોથું.

તમે ચેતો તમે ચેતો ચેતન થઈ ચાલો.
॥ તમે ॥ ટેક. ॥ ભવ રૂપી આ ભવ
દરીએ તણાતાં, નૌકા સંત શરણુ રૂપી આ- ૧૨૫

લો ॥ તમે. ૧ ॥ માનનીઓ રૂપી મહી છે મગરીઓ; જો જો પગ તેના મુખમાં ન ઘાલો ॥ તમે. ૨ ॥ પુણ્ય રૂપી પોઠ સંઘાતે, ન અકળાસો અન્ય અટાલો ॥ તમે. ૩ ॥ અજ્ઞાન ઘોર નીશા થકી બચવા, રાખો જ્ઞાનની દીવ્ય મશાલો ॥ તમે. ૪ ॥ પંચ વીષયરૂપી ચોરે ન ચાલો, ભજો સતસંગને કરી વ્હાલો ॥ તમે. ૫ ॥ રઘુપતી રટતાં આ રીતે જશો તો, રાધે ફેરો જશે નહી ઠાલો ॥ તમે. ૫ ॥

રાગ ગરબી.

જાય છે જાય છે જાય છેરે, હરી ભજવા તણી તક જાય છે, ॥ટેક.॥ મારૂં મારૂં મુઢ મીથ્યા

૧૫૦ કરી શીદ, તૃષ્ણાના પુરમાં તણાયછેરે ાાહરી.૧ાા ૫૦
૧૨૬ પામી વીરામ રામ જેણે જાણ્યા ન તે, પા-
પી જો કેવા પસ્તાય છેરે ાા હરી. ૨ ાા મોં-
ઘો મનુષ્ય દેહ પામી ભજન વણ, ભવમાં
ભુંડા શે ભટકાય છેરે ાા હરી. ૩ ાા ખેલીને
ખેલ બધું ખોયું બાળાપણ, શીદ જુવાની-
માં વ્હવાય છેરે ાા હરી. ૪ાા દારા દોલત
સુત અંતે ન તારાં, તોયે તું શીદ અથડા-
ય છેરે ાા હરી. ૫ ાા પુણ્યને પંથે પળ્યું તે-
જ મ્હારૂં, બાકીનું ખોટું ગણાય છેરે ાા હ-
રી.૬ાા કાંણા ઘડામાંથી પાણી પળે તેમ, આયુષ
જાતું જણાય છેરે ાા હરી. ૭ાા કરવાનું કાંઈ ૧૨૬

નથી કરતો કુટીલ તું, કેવળ ન કામનો કુ-
ટાય છેરે ॥ હરી. ૮ ॥ માનસરોવર મુકીને
મુરખા, ઝાંઝવાનું નીર લેવા ધાય છેરે ॥હ
રી. ૯ ॥ વીતી વેળા તે ફરી મળશેની રાધે,
જાણીને શીદ જોખમાય છેરે ॥ હરી. ૧૦ ॥

ગરબી ૨ જી.

જાગને જાગને જાગનેરે, મોહ નિદ્રા તજીને
જાગને; ॥ ટેક. ॥ વેહેલો જાગીને થઇ
સૌ પહેલો સાવધ, તું તારે કામે લાગનેરે
॥ મોહ. ૧ ॥ જો જમ કીંકર જાગ્યા ન તેનો
કેવો બગાડે દેહ બાગનેરે ॥ મોહ. ૨ ॥ જા-
ગ્યા પ્રલ્હાદ ધ્રુમહેતો મીરાંબાઈ, કેવું વ-

 

ખાણે તેના ભાગનેરે ॥ મોહ. ૩ ॥ જાગીને ગાને તું ગોવીંદ ગુણને, પ્રેમે પ્રભાત રૂડા રાગનેરે ॥ મોહ. ૪ ॥ આંખ્યો ઉઘાડ થઈ અવધી હવે તો, ઉંઘ્યાનો કાઢી જો તાગને-રે ॥ મોહ. ૫ ॥ જાગી પ્રસન્ન કરી જગના જીવનને, પ્રીતે પરંપદ માગનેરે ॥ મોહ. ૬ ॥ જાગ્યા વીના જડ બુદ્ધીના જીવ તું, કબજે થઈશ કાળ નાગનેરે. ૭ ॥ મોહ ॥ રાધે તું જાગી જગાડી બીજાને, જોડ હરીશું અનુરાગ નેરે ॥ મોહ. ૮ ॥

ગરબી ૩ જી.

વાયદો વાયદો વાયદોરે, હરી ભજવાનો ના કરીશ વાયદો; ॥ ટેક. ॥ આદી અ-

નાદ્દીથીં એરે. ધંધામાં, ફેરે ફેરે મળ્યો ફાયદોરે ॥ હરી. ૧ ॥ દેવું એ દેવાનું સૌને છે સાચું, ચેત્યા કે તર્ત ચુકાયદોરે ॥ હરી. ૨ ॥ સ્નેહી સંબંધી કહે ના મુખે તો, તેના મોંઢાપર પાયદોરે ॥ હરી. ૩ ॥ ઘરની જંજાળ ફાળ આડી આવે તો, સૌ સાથે તેને વીદાય દોરે ॥ હરી ૪. ॥ આરે સંસાર તજી સાર વીનાનો, એમાં મચ્યો રહે ઈલાયદોરે ॥ હરી. ૫ ॥ ચેતાવીને કહુ ચુકીશ ના આ, રાધેદાસે કર્યો કાયદોરે. ॥ હરી. ૬ ॥

ગરબી ૪ થી.

કાળજે કાળજે કાળજેરે, કોરી રાખજે

આટલું કાળજે ॥ ટેક. ॥ સુબોધરૂપી શો-
ધીને પાવક, પાપના પુંજ પ્રજાળજેરે ॥ કો-
રી. ૧ ॥ પંચ વીષયથી વૃતીઓ રોકી, વીશ્વ-
પતીમાં વાળજેરે ॥ કોરી. ૨ ॥ રાગને દ્વેષ
ન રાખીશ રંચ તું, સર્વેને ભાઈ જેવા ભાળ-
જેરે ॥ કોરી. ૩ ॥ પારકી પ્રેમદાને પૈસો પ-
રાયો, બેય ન કામનાં નીહાળજેરે ॥ કોરી ૪॥
મીથ્યામાં મોહ મન પામે કદા તો, જ્ઞાન
ખડગથી તે ખાળજેરે ॥ કોરી. ૫ ॥ સંત સા-
ધુનો કરી સંગ સરવદા, તર્ક ખરાબ તું
ટાળજેરે ॥ કોરી. ૬ ॥ કોઇ પ્રકારે કલંક ન
આવે, એવું આયુષ તું ગાળજેરે ॥ કોરી.૭॥

જગના જીવનને શ્વાસે ને શ્વાસે, સ્નેહુ ધરીને સંભાળજેરે ।। કોરી. ૮ ।। સત્ય ક્ષમા દયા ક્યારે ન છોડીશ, મમતાના મુળને બાળજેરે ।। કોરી. ૯ ।। રાધેદાસ તને જે જે કહ્યું તે વેદ વચન ગણી પાળજેરે ।। કોરી. ૧૦ ।।

---

## શ્રી રવિરામ સ્વામીનાં પદ.

રાગ કાફી.

અનુભવ કરજોરે કરનાર અનુભવ ટેક.

કહો અનુભવકી રીત, બડે તુમ સંત કહાવો;
દિલમેં કરો બિચાર, ચોંપસેં ચરચા લાવો;

સિ૦ આંટી છુટે મન તણીરે, ભાગે દિલની ભ્રાંત; અ૦
૧૨૯ પછમ દેશ પરમોદકે, તુમ ક્યું બેઠે નિ-
શાંત. ।। અનુભવ. ૧ ।। કહો પવનકા મુલ,
મન સો કહાંસે આયા; કહો ઉનુકા સ્થાન,
દોઉ મિલિ કહાં સમાયા; શબ્દ કહાંસે ઉઠ
તહે, પુનિ એ કહાં સમાય; નાદ બુંદકા
રૂપ કહો મોહી સત્ય દીઓ સમજાય ।।અ-
નુભવ. ૨ ।। કહો જીવકી જાત શિવકા સ્વ-
રૂપ કહીએ, કરો જુજવા અર્થ, સત્ય સિ-
દ્ધાંતે લહીએ; જીવ શિવકે પાર હે, સોઇ
કરો અનુમાન; અગાધ વસ્તુ અખંડ હે, ૧૨૯
તુમ પ્રગટ કરો હમ જાન ।। અનુભવ. ૩ ।।

હમ તુમ ભાગા હોય, હંસ કહો કહાં જઇ હળીયા; પડે પિંડ જબ પ્રગટ કહાં મન તબ જઈ મળીયા; કહે રવિદાસ અનુભવિ સુનો, મોહે અલખ દિયો ઓલખાય; તબ હમ સતગુરૂ ધારહી, નિજ તત્વ દીયો બતલાય ॥ અનુભવ ૪. ॥

પદ ૨ જું.

આત્મા નિરખોરે નિરવાણુ, ॥ આત્મા ટેક. ॥

સતગુરૂને પરતાપ, જ્ઞાન ઉર અનુભવ જાગ્યા; પપિયલ મીન વિહંગ, ખોજી ભરમ ભય ભાગ્યા; પ્રતિ ઉત્તર સતગુરૂ કહે, જાકી કળા અનંત, વેદ બુદ્ધિ બુધ ના લહે, સો બુજે વિરલા સંત ॥ આત્મા. ૧ ॥

શિ૦ તાભી પવનકો મુલ, મન રહે અષ્ટ દલમાંહી; પ્ર૦
૬૩૦ ત્રિપુટી વાકા સ્થાન, દોઉ મીલી તહાં સમા-
ઈ; શબ્દ શુન્યસેં ઉઠતહે, પુની ઓ શુન્ય
સમાઈ; બુંદ લીન ભઇ નાદમેં, સો નાદ
નીરંતર રહાઈ ।। આત્મા. ૨ ।। પંચ ત-
ત્વ કે બશ મિલી, કરી જીવ કહાયો; દેહ
ઇંદ્રી અરૂ પ્રાણુ, માન સો માંહી બંધાયો;
આત્મા શિવ અગાધ હે, લીપે છીપે નહી
કોય; ઘટ ઘટ પ્રગટ રમી રહયો, સો બુ-
જે વિરલા કોય ।। આત્મા. ૩ ।। જીવકી
શકિત અજ્ઞાન, શીવકી શકતી માયા; ઓ
દોનું તેં બીજ અખંડ અદ્રેત અજાયા, જીવ
શિવ કહેવા નહીં, હમ તુમ નહીં કોઇ ૧૩૦

હુામ, ત્રિત્રિકુ પદ પરમાત્માં, સો નિરાલં-
નિજ ધામ ાા આત્મા. ૪ ાા એ સદગુરૂકા
દેશ, નિગમ નેતી કરી ગાવે; બ્રહ્મા વિશ્નુ
મહેશ, ખોજી કોઈ પાર ન પાવે; નિજાનંદ
કું અનુભવો, નામ રૂપકો નાશ; બ્રહ્મ મગ-
ન હોઇ બોલીયા, સો અણુછતા રવિદાસ
ાા આત્મા. ૫ ાા

પદ ૩ જું.

અનહુદ ગડ ગડેરે, સંતો પાયા ભેદ અગાધ ાાટે-
ક. ાા સુરતા નાભીસેં ચલીરે, સુન્યમેં કીયા હુ
મુકામ, પછમ દેશસેં પરવરી સંતો નિર-
ખ્યઃ નિરંજન રામ ાા અનહદ. ૧ ાા સાન
બતાઈ સ્હેજમાંરે, સતગુરૂએ કીની મહેર;

સિ૦ ચઢી ખુમારી ન ઉતરે, સંતો આઇ હે પ્રે- ૫૦
મકી લ્હેર ।। અનહદ. ૨ ।। જયોત જળા-
૧૩૧ બિંબ ઝળ હુળેરે, વરસે અમૃત ધાર; ઘાટ
અમીકે ઉપરે, કોઇ પીએ મન મત વાર
।। અનહદ. ૩ ।। આસન અનંત ક્રોડ કેરે,
તખ્ત ત્રિવેણી તીર; વાંસે ભેદ ન્યારા નહી,
સંતો ઉગ્ર જ્ઞાન સુખ શીર ।। અનહદ. ૪ ।।
દ્વાદસ પાર બીત નેંનસેરે, નિરખ્યા નિરા-
ળા સંગ; અણુ છતા રવિદાસ ઉચર્યા, મ-
ળિયા સત પુરૂષ સર્વાંગ ।। અનહદ. ૫ ।।

પદ ૪ થું.

સતગુરૂ કે શબ્દસેંરે સંતો અમહી પોચે ૧૩૨
ઉનદેશ. ।। ટેક. ।। સ્વાસ ઉશ્વાસા ર-

હિત હેરે, ઉલટી ગુરૂ ગમ ગેલ; મનવાણી પહોંચે નહી ત્યાં, અખંડ પુરૂષ અકેલ ॥ સતગુરૂ. ૧ ॥ સાધન સમાધી દોનું થકે થકી ત્રિવેણી તાર; શુન્ય જયોતપર સાહેબો, સંતો નિરખ્યા હુંસ દેદાર ॥ સતગુરૂ. ૨ ॥ જાગૃત સ્વપ્ન સુસુપતીરે, તુરિયાતિત્ અનુપ; સકલાતીત સુભર ભર્યારે, સોઇ શુદ્ધ સ્વરૂપ ॥ સતગુરૂ ૩ ॥ આપાપર દોનું થકેરે, મીન વિહુંગમ ગમ નાહી; સંગ નિરાળા ચિન અચિન, રવિદાસ ગરક ઉનમાહી ॥ સતગુરૂ. ૪ ॥

પદ ૫ મું.

સાલે નિશદીનરે મોય લાગી પ્રેમ કટારી ॥ટેક.॥

એસી લાગી પ્રીતસેરે, ચોટી કલેજા માંહી; 
 નિશદીન પીડા હોત હેરે, મેરે તન મનકી
 શુધ નાહી ।। સાલે. ૧ ।। બહોત બૈદ ભેળા હુઆરે, કરત અનેક ઉપાય; ત્યોં ત્યોં દરદ દેહમેરે, મેરે તન મનકી શુદ્ધ નાય ।। સાલે. ૨ ।। જાઓ જાઓ બૈદ ઘર આપનેરે, તમસેં ન દરદ મિટાય; એહી પીડા મેરે અંગુમેંરે, સદગુરૂ ગયે હે લગાય ।। સાલે ૩. ।। અવિનાશી સતગુરૂ મીલ્યારે, મારણ હારા પાય; માણુ ચરણુ રવિદાસકે, સંતો પ્રેમકી લહેર સમાય ।। સાલે. ૪ ।।

સમાપ્ત.